# પ્રસ્તાવના

દરેક દેશની પૌરાણિક કથાઓમાં એક જાતનું ઓજસ ભરેલું હોય છે. પૌરાણિક કથાઓનું મંથન કરીને તેમાંથી યુગને અનુરૂપ વસ્તુઓ નીપજાવવાથી, તરુણ માનસને અનુકુળ એવું આકર્ષક, રસમય અને છતાં પ્રાણવાન સાહિત્ય ઉપજાવી શકાય: ઘણી ભાષાઓમાં આ પ્રયોગો થયા છે અને થાય છે. આ પ્રયોગો દ્વારા ઘણી વખત મનુષ્યનું જીવન પણ ઘડી શકાય છે. જે મંડળોમાં પશ્ચિમની વિદ્યાનો પ્રવેશ થયો નથી, તેવાં મંડળોમાં રામાયણ મહાભારત અને ઉપનિષદોની સાદી વાતોએ કેટલું નૈતિક બળ ટકાવી રાખ્યું છે એ સમાજ-રચનાના અભ્યાસીને અજાણ્યું નથી: જનસમૂહના મોટા ભાગને, આપણી જ પૌરાણિક કથાઓ દ્વારા, નવા યુગનો રાષ્ટ્રજીવનરસ કેમ પીવરાવી શકાય, એ વાત તો દરેક વિચક્ષણ રાજદ્વારી પુરુષ સમજી શકયો છે. એટલે દેશના જીવનમાં, એના સાહિત્યનો, સંસ્કૃતિનો, ઇતિહાસનો જેટલો ખપ છે, તેટલો જ ખપ, લોકકથાઓ, લોકગીતો, દંતકથાઓ અને પૌરાણિક વાર્ત્તાઓનો પણ છે.

આમાં લખાએલી ઘણીખરી વાર્ત્તાઓ જુદાજુદા પ્રસંગોમાંથી જ ઉપજાવેલી છે. એ વાર્ત્તાઓ ખાસ કરીને કુમારવય માટે જ છે. કુમારજીવનનો અમુક સમય આવી વાર્ત્તાઓ માટે પણ તલસે છે, એ વાત, અતિપંડિતાઈના ડોળમાં ભૂલી ન જવાય તો સારું. દરેક ઇચ્છા તંદુરસ્ત હોય છે એવું કહેવાનો આશય નથી, પણ દરેકે દરેક ઇચ્છાને તંદુરસ્ત બનાવી શકાય છે એમ કહેવાનો તો ચોક્કસ આશય છે જ.

શરુ થનારી ગ્રંથમાળાનું આ પુસ્તક પહેલું છે: આ જ કદ, છપાઈ, શૈલી, અને કિમ્મતમાં બની શકે તો ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી, સાહસ અને વિજ્ઞાનની વાતો બહાર પાડવાનો વિચાર છે. એટલે આ પુસ્તકના પ્રકાશનની પાછળ અમુક ઉદ્દેશ રહ્યો છે; અને એ ઉદ્દેશને અનુરૂપ જ દરેક પ્રકાશન બને એવી યોજના ધારી છે.

એક દૃષ્ટિબિંદુનો વિષય પણ છેલ્લે છેલ્લે, છેડી લેવો ઘટે છે. કેટલાકની એવી માન્યતા છે કે પૌરાણિક પાત્રો, તે સમયને અનુરૂપ જ ઘડવાં જોઇએ: એમાં આજના યુગનો એક પણ વિચાર ન મૂકી શકાય. આ સિદ્ધાંતમાં માનનારાઓ ટાગોરની હરેક પૌરાણિક કૃતિમાં પણ દોષ જૂએ છે. એમને મન પૌરાણિક કથાઓ એ પ્રદર્શન માટે જ છે: એ મુડદાં સાચવી સાચવીને રાખી મૂકવાનાં છે. એમને શણગારવાં, વસ્ત્રો બદલાવવાં, બની શકે તો, શોધખોળ કરીને એમને નવાં નવાં રૂપો આપવાં પણ તે મુડદાં તો મુડદાં જ રહેવાં જોઇએ. એ મુડદાં યુગના પવનથી થડકે નહિ, એટલું જ આ પંડિતો જોવા માગે છે. આ વિચારસરણી એટલી તો સંકુચિત છે, અને વધુમાં એટલી તો સર્જનદૃષ્ટિ વિહોણી છે, કે એ પ્રમાણે ચાલવા જતાં પ્રજાની સર્જનશક્તિને મૃત્યુની જ છાયા ઘેરી વળે.

ભૂતકાળની સ્વપ્નસૃષ્ટિમાં દૂર દૂર પસાર થઈ જતા કેટલાક પડછાયા અહીં રજુ કર્યા છે. બીજી અનેક તેજમૂર્તિઓ, એ જ સૃષ્ટિમાં વિચરે છે, પણ એમાંથી કેટલી અને કેવી રજુ થઈ શકશે એ કહેવું અત્યારે તો મુશ્કેલ છે.

ને ની તા લ.
૨૮ : ૫ : ૩૧

ધૂમકેતુ

# સંગીતાચાર્ય

ઘણાં ઘણાં વર્ષો પૂર્વે નગાધિરાજ હિમાલયના પ્રદેશમાં એક પહાડી જાત વસતી હતી. એ જાતમાં લગ્નનો એક વિચિત્ર રિવાજ* હતો. દરવર્ષે એમનો મેળો ભરાતો. જ્યારે મેળો ભરાય ત્યારે રૂપસુંદરી યુવતીઓ અને શૌર્ય ભરેલા જુવાનો એ મેળામાં આવતા. મેળામાં મોડી રાત સુધી રામાયણ મહાભારતની કથાના પ્રસંગો ભજવાતા અને કહેવાતા. દિયર લક્ષ્મણ અને સીતાના અપૂર્વ ત્યાગની વાતો ત્યાં થતી. ત્યાં હજી ઉર્મિલાના છાના વિલાપનો સ્વર કોઈ કવિહૃદયને ક્ષોભ ઉત્પન્ન નહોતો કરી શક્યો, પણ ઈંદ્રજીતની વિધવાના વિલાપથી અનેક આંખો આંસુ વરસાવતી. ત્યાં જ્યારે અભિમન્યુ મરતો ત્યારે ડુસકાં સંભળાતાં; સીતાવનવાસનો બીજો પ્રસંગ આવતાં આંખમાંથી આંસુની ધારા ચાલી જતી; અને જ્યારે સીતા પૃથ્વીમાં સમાતાં ત્યારે બોલનાર અને સાંભળનાર સૌ સીતાવિહોણી પૃથ્વીને નિહાળીને, ભારે હૃદયે મૌન વિલાપ કરતાં. એ મેળામાં સર્પને

---

* કાઠિયાવાડમાં ભરાતા જુનાગઢના મેળાનું, દુહાની રમઝટ એ આકર્ષક અંગ છે.

રમાડનારા મોરલીધર ગારુડી આવતા. મોટા મોટા બંસી વગાડનારા પણ નીકળી આવતા. વળી ત્યાં રંગબેરંગી વસ્ત્રો પહેરીને અનેક જાતની પહાડી સ્ત્રીઓ પણ આવતી. આસ્માની રંગથી જેણે પોતાના ઝીણા દાંત રંગ્યા હતા, તેવી મોઢું ધીમું હસનારી, અને આછી વાદળી રંગની આંખો વાળી પેલી મૂલક મશહૂર 'જીપ્સી' લલનાઓ પણ ત્યાં દેખાતી. વળી ત્યાં સંગીતની હરીફાઇ થતી. સૌ એ હરિફાઈમાં ભાગ લેતાં. અને કેટલાયે સુંદર જુવાનો અને તરુણ સ્ત્રીઓનાં પ્રેમલગ્ન તે વખતે થતાં. સ્ત્રીઓનાં સમૂહનૃત્ય, પુરુષોના મર્દાનગી ભર્યા ખેલ, બંસીના અવાજ, મોરલીના નાદ, 'ડશંક ડુમડુમ' ની રીંછની રમતો, મદારીનું સર્પનૃત્ય, મલકુસ્તી, નાટકચેટક, અને જાદુના ખેલો—એ સર્વ કોલાહલથી ત્રણ દિવસ સુધી હિમાલયની ખીણો ગાજી રહેતી. પણ બધા પ્રસંગમાં ટોચ તો બીજે દિવસે બપોરે સંગીતની હરિફાઇ થતી તે પ્રસંગ જ ગણાતો.

આ વર્ષે તો મેળામાં ભાગ લેવા દૂર દૂરથી માણસો આવ્યાં હતાં. અનેક પહાડી પુરુષો અને સ્ત્રીઓ ત્રણ દિવસની મોજ માણવા સો સો માઇલનો ગાળો કાપીને આવ્યાં હતાં. લોકવાયકા હતી કે, પ્રખ્યાત રાજગવૈયો રામસહાય આ વખતે આવનાર હતો. બીજી તરફથી, સોનેરી ચંપાની કળીના અંતર જેવો જેની ચામડીનો મીઠો સોનેરી રંગ હતો એવી, જલધારના પહાડોમાં રહેનારી, પેલી પ્રખ્યાત નર્તિકા સોનાં આવનારી છે એમ કહેવાતું હતું. આ વખતે વળી સોનાં પોતાના પ્રિતમની પસંદગી કરશે એમ પણ

ઘણા માનતા હતા, એટલે સંગીતની હરીફાઈ થાય ને એ ઉપરથી પસંદગીનો નિર્ણય કરવાનું જો સોનાં ઠરાવે તો, વખતે સોનાંનો હાથ મેળવવાનું સદ્ભાગ્ય મળી જાય એમ ધારીને ઘણા ઘણા પ્રખ્યાત ગાનારાઓ આ વખતે આવવાના હતા. કોઈએ વળી ગપ ઉરાડી હતી કે પેલો રખડુ ભટકતા મુસાફર જેવો ત્રિલોકનાથ પણ આવનાર છે. ગમે તેમ પણ હિમાલયનો આ વર્ષનો પહાડી મેળો અપૂર્વ થશે એમ ઘણાની માન્યતા હતી. એટલે ઠેકાણે ઠેકાણેથી અનેક નાતો એમાં ભાગ લેવા માટે નીકળી પડી હતી.

હવે સંગીતની આ હરીફાઈમાં ભાગ લેનારાઓની પ્રાથમિક પરીક્ષા થતી. આ પરીક્ષામાં જે પાસ પડે તેમને જ મેદાનમાં ઉતરવાનો હક્ક મળતો. આ વખતે તો પરીક્ષક મંડળમાં પણ ઉસ્તાદ રામસહાય આવેલો હતો, એટલે આલાપ વિનાનું કે અશાસ્ત્રીય કે પલટા વિનાનું કે ગળાના કકડે કકડા ન કરે તેવું સંગીત ભાગ્યે જ પસંદ પડવાનું! રામસહાય અજબ ઉસ્તાદ હતો. અને સાદું સીધું અંતરમાંથી જન્મેલું ગાન તેના શાસ્ત્રીય કોષમાં ભાગ્યે જ નજરે પડતું. પરીક્ષક મંડળમાં સોનાંનો બાપ, રામસહાય, બીજા બે ચાર શાસ્ત્રીય પંડિતો અને એક બે ભારેખમ મહાપંડિતો પણ બેસવાના. એટલે સંગીતને જીવનના આનંદની ચીજ માનીને એને સેવનારા કેટલાય જુવાનો નિરાશ થઈ ગયા હતા: ખુદ સોનાંને પણ જે સાદું સંગીત પસંદ હતું, તે સંગીત માટે આવા મહાસમર્થ શાસ્ત્રકારો પાસેથી કિંચિત આનંદની રેખા પણ મેળવવી મુશ્કેલ હતી. તો

પછી બિચારા ત્રિલોકનાથનું ગજું જ શું? એણે નિઃસીમ પહાડોના આકાશ ગજવીને સંગીત પોતાનું બનાવ્યું હતું: ધીમે ધીમે વહેતા ઝરણાની પાસે બેસીને અંતરના શાંત છાના સ્વરની ઝાંખી તેણે કરી હતી: પેલા પંચમ સુરમાં ગાનારાં નાનાં કોમળ પંખીઓની મદદથી તે શીખ્યો હતો. યંત્રની માફક નિયમસર કેળવાયલું એવું તો એનું સંગીત ન હતું: પણ જીવનના–આનંદમાંથી–ઉલ્લાસમાંથી જન્મેલું–પેલું કુદરતી, સુરીલું, સહજ, બેપ્રીકરાઇ ભરેલું ગળું એની પાસે હતું.

પરીક્ષક મંડળીમાં બેઠેલાં ભારેખમ મોં જોઇને જ ઘણા ઘણા કુદરતી ગવૈયા તો પોતાની જાતને વ્યક્ત કરવાને બદલે છૂપાવી જ દેતા. જ્યારે કોઈ ગાનારની સાત ભૂલો થાય કે તરતજ એક પરીક્ષક ઉભો થઇને કહી દેતો "હજી તમારે સા રી ગ મ શીખવી બાકી છે. બસ કરો, નાહકનો અમારો અવાજ બગડશે '

વખત આવી પહોંચ્યો. અનેક આશા ભર્યા જુવાન ગવૈયાઓ આવવા લાગ્યા. પ્રાથમિક પરીક્ષાની તૈયારી થઇ ગઇ. ગંભીર, જાણે અભ્યાસ એટલે નિયમ નિયમ ને વ્યાકરણ, જાણે મોટાં યંત્ર હોય તેવા, શાસ્ત્રીય પુરુષો પણ આવી પહોંચ્યા. એમાંના દરેકને સંગીતના નિયમ મોંએ હતા. દરેકને ખબર હતી કે એ નિયમ બહાર પગ મૂકે કે તરત જ સંગીત મટી જાય છે. દરેકે સડાગાંઠ વાળી હતી કે આ નિયમો નહિ જળવાય તો સંગીત રસાતાળ જશે. વળી દરેકને ફાંકો હતો કે આવું ઉંચું ઉંચું ઉંચું જ્ઞાન અને

વિવેચન તો અમારી પાસે જ છે. સાધારણ લોકો તાળીઓ પાડે તો છો પાડતા, અમારું મોં ન મલકે ત્યાં સુધી કાંઇ પણ શાસ્ત્રીય નહિ ગણાય, અશાસ્ત્રીય ગણાશે. આ ઉંચા પંડિતો આવીને ઉંચા આસન ઉપર બેઠા. તેમનાં મોં આજે વધારે ગંભીર બન્યાં હતાં.

'કોણ આવે છે ?' રામસહાય બોલ્યા.

એક પહાડી જુવાન બહાર આવ્યો. એ બિચારો સો માઇલ ચાલીને સોનાંજી દેહ જોવા માટે જ આવ્યો હતો.

'તમારો ગુરુ કોણ ? કોની પાસે શીખ્યા છો'?

પહાડીએ એક ભજનિક સાધુનું નામ આપ્યું.

'ઠીક છે' રામસહાયે મોં મરડ્યું. 'ચાલશે'

પહાડી જુવાને બુલંદ અવાજે, એના જિગરમાં જે વાત ભરી હતી તે ગાવી શરુ કરી.

ત્રણ લિટી પૂરી ન થઈ ત્યાં એક પરીક્ષકે ઉભા થઇ સાત આંગળી ઉંચી કરી. 'સાત ભૂલો થઈ ગઇ!'

'હજી તમારે વાર છે. હમણાં પહાડમાં દૂહા ગાઓ, દૂહા' રામસહાયે કહ્યું.

ભોંઠો પડેલો જુવાન તરત ત્યાંથી ચાલી નીકળ્યો. ને સૌથી છેલ્લે જઇને બેસી ગયો. તેણે પોતાની પાસે બેઠેલા સાથીને પૂછ્યું: 'મારી સાત ભુલો હતી ?'

'હશે જ નાં, નહિતર આવા મોટા વિદ્વાનો કાંઇ ભૂલ કાઢે ?'

'પણ ભૂલો હોય તો ય સોનાંને જોવાય તો ખરી નાં'

'અરે હા. મારા ભાઈ બેશને, આ કોણ ગાય છે, સાંભળ તો ખરો. મંડપમાં ત્રિલોકનાથે પ્રવેશ કર્યો હતો. ત્રિલોકનાથને નજરે બહુ થોડાએ નિહાળ્યો હશે, પણ એનું નામ લોકવાયકાની જેમ દરેકની જીભ ઉપર રમતું હતું. ભિખારી મુસાફર જેવો, એકલ, ઓલીયો, શાંત, ડુંગરા રખડનારો, દૂરદૂરના પ્રદેશોમાં રમનારો, બેફીકર, જીવનની હરપળે કુદરતમાં આનંદ લેનારો, ભૂતકાળની મૂર્તિ જેવો એ સૌની મનોસૃષ્ટિમાં રમતો હતો. આજે તેને નજરે નિહાળવા અનેકે ડોક લંબાવી. ઉમેદવારોમાં એક છેડેથી બીજે છેડે તાળીઓના ગડગડાટ થઇ રહ્યા.

રામસહાયે નાખુશી ભરેલી એક દૃષ્ટિ ફેરવી. લોકોના અજ્ઞાનની આ મહાપંડિતને દયા આવી. આવા ભિખારી જેવા માણસનું જ્ઞાન કેટલું હશે?

તેણે સવાલ પૂછયોઃ 'તમારું નામ?'

'ત્રિલોકનાથ'

'કોની પાસે શીખ્યા છો?'

જવાબ સાંભળવા સૌ આતુર થઇ રહ્યા.

'મને મારી માએ ગાતાં શીખવાડયું છે!'

'તમારી માએ?'–તમારી માનું નામ?'

'કુદરત. છાનો દર્દ ભર્યો સ્વર ઘાસમાં વિલીન થતાં ઝરણાંએ શીખવ્યો. આનંદ–ઉલ્લાસ–રમત પેલાં પક્ષીઓએ શીખવ્યાં. વિરહની ભયંકર વેદના કેટલીયે નિરવ એકાંત રાત્રિમાંથી મળી. એ સઘળાંનું સંગીત બનાવીને મેં જીવનમાં ભર્યું.'

'એ તો ઠીક. એ તમારી સઘળી નિયમવિહોણી ભાષા તો જાણી–પણ તમે કોઈ ગુરુ પાસેથી શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે?'

'થોડું–જાણવા જેટલું–તો ગુરુ અમરનાથે આપેલું છે'

'ઠીક છે, ઝરણામાં જઈને પાણી પીવું એટલે સંગીત આવડી જાય એવી એવી ખૂબ વાતો અમરનાથે કરી લાગે છે. પણ હવે તમારું દિવ્ય સંગીત ચલાવો તો ખબર પડે!' રામસહાયે ઉત્તર વાળ્યો.

જવાબમાં કોઈ સુરીલું પંખી, બેફિકર, સહજ, પોતાના જીવનનો આનંદ વ્યક્ત કરતું હોય તેવું, મધુરું ગાન ત્રિલોકનાથે ગાયું. અનેક ડોકાં ધૂણવા લાગ્યાં. અનેક આંખો ખેંચાવા લાગી. પણ પેલા શાસ્ત્રીય પંડિત તરત બેઠા થયા.

'બસ કરો ભાઈ, સાતને બદલે આઠ ભૂલો કરી બેઠા છો ને બે લીટી તો પૂરી ગાઈ નથી.'

એક મીઠું હાસ્ય કરીને ત્રિલોકનાથ ચાલ્યો ગયો.

* * *

પણ આખા મેળામાં વાત ફેલાઇ ગઇ હતી કે એક અજબ ગવૈયો આવ્યો છે. ત્રિલોકનાથ જ્યારે મેળામાં રખડવા નીકળ્યો ત્યારે એની પાછળ પાછળ જુવાનોનું ટોળું રખડતું હતું. કેટલીયે પહાડી સ્ત્રીઓ એને જોવા દોડી આવતી હતી; કેટલાંયે બાળકો તેની તરફ આંગળી બતાવીને કહી રહ્યાં હતાં કે આ પેલો અજબ ગવૈયો છે!

બીજે દિવસે સંગીતની હરીફાઇનો જલસો હતો. ત્રિલોકનાથ તો એ હરિફાઈમાં ઉતરી શકે તેમ ન હતો.

શાસ્ત્રીઓએ અને અતિપંડિતોએ ઠરાવ્યું હતું કે ત્રિલોકનાથને ગાતાં જ આવડતું નથી. તે આખી રાત્રિ ઉદાસ જેવો ડુંગરા ઉપર રખડતો હતો. તેનું હૃદય ગાવાને માટે તલસી રહ્યું હતું, પણ શું ગાવું તે તેને ખબર ન હતી. અંતે એણે પોતાની જીવનસખી જેવી વાંસળીનો છાનો વિલાપ શરૂ કર્યો. આકાશમાંથી મીઠી ઠંડી આવી રહી હતી. અનેક તારાઓ ડોકીયાં કરીને પૃથિવીનું માનવસૌન્દર્ય નિહાળી રહ્યા હતા. દેવદારુનાં સુંદર સીધાં વૃક્ષોમાંથી ચળાઇને આવતી ચાંદની પૃથ્વી ઉપર ભાતભાતના ઘાટ પાડતી હતી. એ વખતે એક સુંદર ડુંગરા ઉપર બેસીને ત્રિલોકનાથ વિરહની બંસી બજાવી રહ્યો હતો. એ પોતાની પ્રાણમૂર્તિ જેવી સંગીતમૂર્તિને મુંગો સાદ કરી રહ્યો હતો.

અને એ બંસીના જવાબમાં હોય તેમ પાસેના એક ડુંગરા ઉપર જરાક તાપણું થયું, પાછું ઓલાઇ ગયું, અને જલધારના પહાડો પર રહેનારી પેલી સોનાં ગુપચુપ બંસીના અવાજ તરફ ચાલવા લાગી.

સોનાંએ સાંભળ્યું હતું કે ત્રિલોકનાથ કોઇ અજબ ગવૈયો છે. પણ તેનું ગાન શાસ્ત્રીય નથી, અને તેથી તેને સંગીતની હરીફાઇમાં ઉતરવાનો હક્ક નથી.

એને મનમાં ઉંડુ ઉંડું ઉગી નીકળ્યું કે કદાચ આ વગાડનારો–ત્રિલોકનાથ જ હોય !

સોનાં એક તરફ શાંત ઉભી ઉભી વગાડનારને અને વાંસળીને જોઇ રહી હતી. હરપળે એને લાગતું હતું કે આ બજાવનારો હવે ગજબ કરે છે. દરપળે એને જણાતું હતું

કે આવું મધુર સંગીત–માત્ર એક જ પુરુષે ગાયું હશે: સોનાંની સ્વપ્નસૃષ્ટિમાં રમનારો પેલો રસજીવનની પ્રતિમા જેવો કૃષ્ણ–કનૈયો એને અત્યારે સાંભરતો હતો. પહાડની છાયામાં નાનાં બાળક પડયાં હોય, તેમ મેળાનાં અનેક ઝૂંપડાંઓ વેરણ છેરણ સુતાં હતાં. કોઈ દૂર–દૂરના પહાડમાંથી, જાણે પ્રેમનો સાદ આવીને આ સૂતેલી માનવસૃષ્ટિને જગાડી રહ્યો હોય–જાણે વેરણ છેરણ પડેલાં ઝૂંપડાંને બોલાવા રહ્યો હોય–તેવો મધુર, અખંડ, અભંગ, રમ્ય સ્વર શાંત શાંત રાત્રિમાં ચાલ્યો આવે છે!

સોનાં તો એ જ ઘડીએ આ ભિખારીને જોવા–મળવા અધીરી બની ગઈ.

એને લાગ્યું કે પેલા પંડિતોને બિચારાને સંગીત શું છે એની ખબર જ નહોતી.

એને લાગ્યું કે બિચારા પંડિતો આ સ્વર સાંભળી શકે એટલું જીવન પણ જાળવી નથી શકયા.

એને ઘડીભર એમ પણ લાગ્યું હશે કે પંડિતોએ જ આ અજબ સ્વરને ઉત્પન્ન કર્યો હશે: નહિતર તો ત્રિલોકનાથ પણ આવી રાતે કાંઈ આ સ્વર છોડે?

એને ગમે તેમ લાગ્યું હોય, પણ અપંડિતો કરતાં અતિપંડિતો જનતાના વધારે ભયંકર દુશ્મનો છે એમ તો સૌને લાગે છે.

અને જ્યાં એક ડગલું આગળ ભરવા તે પગ ઉપાડે છે, ત્યાં પાસેના ડુંગરની પગદંડી ઉપર પ્રકાશ પડયો. પોતાની ડાંગ પૃથ્વી ઉપર પટકાવીને, હમેશનું ધીમું મીઠું રાત્રિના

શાસ્ત્રીઓએ અને અતિપંડિતોએ ઠરાવ્યું હતું કે ત્રિલોક-નાથને ગાતાં જ આવડતું નથી. તે આખી રાત્રિ ઉદાસ જેવો ડુંગરા ઉપર રખડતો હતો. તેનું હૃદય ગાવાને માટે તલસી રહ્યું હતું, પણ શું ગાવું તે તેને ખબર ન હતી. અંતે એણે પોતાની જીવનસખી જેવી વાંસળીનો છાનો વિલાપ શરુ કર્યો. આકાશમાંથી મીઠી ઠંડી આવી રહી હતી. અનેક તારાઓ ડોકીયાં કરીને પૃથિવીનું માનવસૌન્દર્ય નિહાળી રહ્યા હતા. દેવદારુનાં સુંદર સીધાં વૃક્ષોમાંથી ચળાઇને આવતી ચાંદની પૃથ્વી ઉપર ભાતભાતના ઘાટ પાડતી હતી. એ વખતે એક સુંદર ડુંગરા ઉપર બેસીને ત્રિલોકનાથ વિરહની બંસી બજાવી રહ્યો હતો. એ પોતાની પ્રાણમૂર્તિ જેવી સંગીતમૂર્તિને મુંગો સાદ કરી રહ્યો હતો.

અને એ બંસીના જવાબમાં હોય તેમ પાસેના એક ડુંગરા ઉપર જરાક તાપણું થયું, પાછું ઓલાઇ ગયું, અને જલધારના પહાડો પર રહેનારી પેલી સોનાં ગુપચુપ બંસીના અવાજ તરફ ચાલવા લાગી.

સોનાંએ સાંભળ્યું હતું કે ત્રિલોકનાથ કોઇ અજબ ગવૈયો છે. પણ તેનું ગાન શાસ્ત્રીય નથી, અને તેથી તેને સંગીતની હરીફાઇમાં ઉતરવાનો હક્ક નથી.

એને મનમાં ઉંડુ ઉંડું ઉગી નીકળ્યું કે કદાચ આ વગાડનારો—ત્રિલોકનાથ જ હોય !

સોનાં એક તરફ શાંત ઉભી ઉભી વગાડનારને અને વાંસળીને જોઇ રહી હતી. હરપળે એને લાગતું હતું કે આ બજાવનારો હવે ગજબ કરે છે. દરપળે એને જણાતું હતું

'ઓહો! જલધારની રાણી! તું આંહી ક્યાંથી?— અને તે ધીમું હસ્યો: 'કોઇ પ્રિતમની શોધમાં ફરતી લાગે છે?–સોનાંને હિમ્મત આવી. તે બેઠી થઈ. 'ગોપીનાથ! એ તો હું સોનાં છું. જરાક ત્રિલોકનાથની બંસી સાંભળી રહી હતી.

'એમ? વૃદ્ધ ચોકીદાર સમજી ગયો 'એ બંસીએ ઘણાંને ઘેલાં કીધાં છે. તને ઘેલછા તો નથી લાગી નાં?'

'અરે, ના રે ના,' એટલું બોલીને તે ચોકીદારની સાથે ચાલતી થઈ. પણ ચોકીદાર સમજતો હતો કે તેનું હૃદય પેલા ડુંગરમાં છે! માત્ર પગ ચાલી રહ્યા છે!

* * 34065 *

બીજે દિવસે મેદાનની સભામાં જબરો કોલાહલ હતો. કોણ કોણ હરિફાઇમાં પાસ ગણાય તેની ગણના થઇ રહી હતી. એટલામાં સોનાંના બાપે જાહેર કર્યું કે આ હરિફાઇમાં જે સર્વોત્તમ ગવૈયો નીકળશે તેને મારી સોનાં વરશે!

તાળીઓના ગડગડાટથી મેદાન ગાજી રહ્યું.

'અરે ભાઇઓ! હજી સાંભળો. પણ સર્વોત્તમ ગવૈયાને જો મારી સોનાં પસંદ નહિ કરે તો તેને હું મોટું ઇનામ આપીશ'

'ત્યારે તો એમ જ બોલો કે સર્વોત્તમ ગવૈયો કોણ છે તે તમારી સોનાં પસંદ કરશે. પણ સોનાંને પોતાને શું આવડે છે?' કેટલાક શાસ્ત્રીઓ બોલી ઉઠયા. 'એવી રીતે થાય જ નહિ!'

શાંતપ્રહરને શોભે તેવું ગાતો ગાતો ચોકીદાર ગોપીનાથ આવતો હતો. તેના એક હાથમાં મશાલ સળગતી હતી: બીજા હાથમાં એની ડાંગની એકાદ છુટી કડી ખખડતી હતી. એ પોતાની ધૂનમાં ગાઇ રહ્યો હતો. બીજી તરફ ધીમો ધીમો પડતો—પેલો બંસીનો સ્વર વિલીન થઇ ગયો હતો. ચોકીદાર ગાતો હતો:

'ચોકી કરો, ભૈયા ચોકી ભરો,
જગના જુવાનો ! ચોકી કરો :

છાનું છાનું છાનું એવું જીવનસંગીત સાથ કરો.
રણભેરી નહિ, કીર્તિ નહિ, નહિ યશગાથા ત્યાં સર્જી રહો;
જગના જુવાનો ચોકી ભરો !

મૃત્યુને પળપળ પડકારી, ખડે પગે ભૈયા ! ચોકી ભરો.
છાના દોષનો ડાઘ સંભાળી, હર સૌન્દર્ય પવિત્ર ગણો—
જગના જુવાનો ! ચોકી ભરો.

તે પોતાની ડાંગ ખખડાવતો સોનાંના માર્ગ પાસે જ ઉભો. સોનાંએ છુપાઇ જવા ઘણુંયે પ્રયત્ન કર્યો—પૃથ્વી ઉપર તે લોટી પડી—પણ બીજી જ ક્ષણે, પેલી મશાલને તેણે પોતાના શરીર ઉપર જ જોઇ. 'અરેરે! કોઈ ઠરી ગયું છે! વૃદ્ધ ચોકીદારનો ભલો માયાળુ અવાજ સોનાંએ સાંભળ્યો.

સોનાંએ માથું ઉંચું કર્યું. તેની બે સુંદર આસ્માની આંખો ચોકીદારને નિહાળી રહી.

'ચોકીદાર! ગોપીનાથ! એ તો હું સોનાં છું!'

ચોકીદારની ભલી આંખો તેની સામે હસી રહી.

મેદનીમાં જામેલી શાંતિનું બીજું કારણ હતું. સૌની નજર, ઉઘડતી ચંપાની કળીના જેવો સોનેરી રંગ ધરનાર પેલી સોનાં પ્રત્યે હતી. એની આંખનો પેલો આસ્માની જાદુ સૌ જોઈ રહ્યા હતા. એના શરીરની મધુર કાંતિ સૌને આકર્ષી રહી હતી. પહાડની એવી સુંદરી આ અતિપંડિતને પરણે એમાં દુનિયાને જાણે કાંઇ ઘા પડતો હોય એવું સૌને લાગતું હતું. રાજગવૈયો સૌથી સર્વોત્તમ ગાનાર છે. અને સોનાં વચન પ્રમાણે એને જ પરણે એ લગભગ સંભવિત હતું. અને આ અચાનક થયેલા ફેરફારને લીધે માનવમેદની ક્ષોભ પામી હતી.

એટલામાં સૌની નજર પેલા અલગારી ત્રિલોકનાથ ઉપર પડી.

તે ઉભો ઉભો મેદની નિહાળી રહ્યો હતો.

રામસહાયે ગાવાનું શરુ કર્યું.

ગળાના કકડેકકડા થઈ જાય તેવા આલાપ શરુ થયાઃ જનતા મુંગી મુંગી એ આલાપને સાંભળી રહી હતી. પણ શાસ્ત્રીઓ ડોલી રહ્યા હતા!

સંગીત પૂરું થયું. વિજયની દૃષ્ટિથી નિહાળતા હોય તેમ સંગીતાચાર્યે જનતાને નિહાળી. સોનાં બેઠી બેઠી ધીમું હસી રહી હતી. તેને ખબર નહોતી પડતી કે હસવું કે રડવું?

સૌ સ્તબ્ધ બનીને જોઇ રહ્યા.

મેદનીમાં એક મુંગી પ્રાર્થના ચાલી રહી હતીઃ પેલી સોનાં આને ન પરણે તો સારું, ભલે એ સર્વોત્તમ ગવૈયો

'પણ એમ કરો ને'—ચોકીદાર ગોપીનાથ ઉભો થઇને બોલતો હતો. એને જોઇને સોનાં મલકાઇ પડી—'કે આપણે સૌ—અમે અણઘડ આદમીઓ, અને આ વેદવાન પંડિતો અને સોનાં, સૌ જેને સર્વોત્તમ ગણે તે સર્વોત્તમ'.

'હા, એ બહુ સરસ'—કેટલાક ડુંગરી સ્ત્રીપુરૂષોએ સાથ પુરાવ્યો.

'અને કોણ ગાવા આવે છે?' રામસહાયે પૂછ્યું.

'એમ કરો, સૌ આવે.' સોનાંના બાપે કહ્યું.

'જેને ન આવડે તે પણ. જેને શાસ્ત્ર ન આવડે તે પણ'

'હા, હા. આવવા દો ને. કાચા તો એની મેળે ખરી જશે.'

ચારે તરફ કોણ આવે છે એ જોવા માટે આતુરતા વધી.

પહેલા આવ્યા એક ભજનિક.

ઉપાડ્યું, 'સંસાર ખોટો રે' કરીને, અને જે માંડ્યા ગાંગરવા કે સભા તો હસી હસીને ઢગલો વળી ગઇ. બાળકો તો કુદવા માંડ્યાં! સંસાર ખોટાનું ગીત કરનારાને સંસાર સાચો કરવાની જ ધૂન લાગી હતી. બિચારા ભોંઠા પડીને બેસી ગયા.

પછી આવ્યો પેલો જુવાન.

બિચારો પાછો ગયો. સારું ગાયું પણ બરાબર નહિ. પછી બે ચાર પાંચ આવ્યા ને ચાલ્યા ગયા.

પછી આવ્યા રામસહાય પોતે. આખી મેદની ગંભીર બની ગઈ. એની પરીક્ષા કરવાની તો કોનામાં તાકાત હતી? પોતે જ પરીક્ષક હતા, એની પરીક્ષા કોણ કરે?—પણ

અને એ જાદુભરેલી મોહનીથી સ્ત્રીમંડળમાં ભાન-ભૂલ્યાની માફક સમૂહનૃત્ય શરુ થયું.

ત્રિલોકનાથ ગાય છે: હજી ગાય છે: અને પહાડી સ્ત્રીઓ પોતપોતાના સ્થાન પરથી આગળ ખસતી આવે છે. સમૂહનૃત્ય શરુ થયું છે.

ચિત્રમાં આલેખી હોય તેમ માનવમેદની સ્થિર થઈ ગઇ છે.

સ્ત્રીઓના સમૂહનૃત્યને મોખરે પેલી જલધારન સુંદરી જાણે ઉગતી ઉષા હોય તેવી, પ્રેમની પ્રતિમા હોય તેવી, નૃત્ય કરતી આવે છે.

કોણ મોટું–રામસહાય કે ત્રિલોકનાથ?–એ નિશ્ચય થાય તે પહેલાં, માનવમેદની કાંઇ બોલે તે પહેલાં, શાસ્ત્રીઓ મત આપે તે પહેલાં, સોનાં સ્ત્રીઓના સમૂહ સાથે ત્રિલો-કનાથ પાસે પહોંચી ગઇ. તેણે કાંઇ કહ્યું નહિ. કાંઇ બોલી નહિ. તે ત્રિલોકનાથની સામે પોતાનું નૃત્ય કરી રહી!

'ત્રિલોકનાથ અને સોનાં!–માનવમેદનીમાંથી કાન ફાડી નાખે તેવો અવાજ આવ્યો. ખરું યુગલ એ છે.'

મધુર હાસ્ય કરીને પોતાની અનુમતિ દર્શાવવા માથું હલાવતાં, સોનાંએ, એક ક્ષણ માનવમેદની સામે જોયું.

'સોનાં અને ત્રિલોકનાથ–એ યુગલ અખંડ રહો!' ચોકીદાર ગોપીનાથનો સૌથી ઉંચો અવાજ સંભળાયો.

હોય, પણ એ યુગલ પૃથ્વીને કલંક રૂપ બનશે ! ક્યાં રામ-સહાય-ગંભીર, ગર્વીલો અતિપંડિત, શુષ્ક—અને ક્યાં પેલી મધુર મૂર્તિ ?

કોઈ જવાબ વાળે તે પહેલાં, ત્રિલોકનાથ આવ્યો હતો.

‘ હવે હું ગાઉં ? ’

‘ હા, હા, હા ’ ના અવાજોથી મેદાન ગાજી ઊઠયું. સંગીતાચાર્યોએ નાખુશીથી તેને ગાવાની રજા આપી અને એણે ગાવાનું શરૂ કર્યું. જાણે વસંત ઋતુ ચાલે છે અને પૃથ્વીને સજીવન કરે છે. ઠુંઠા ઝાડની ટોચ પર એક કુમળી ઊગતી નીલીલાલ રંગની ટીશી જોઇ, પંખી ઘેલાં બની ગયાં છે.

પૃથ્વી જાણે સ્વપ્નસ્થ નિદ્રામાં પડી છે અને પોતાના ધીમા કુમળા શાંત સ્પર્શથી—વસંતઋતુ એને જગાડી રહી છે. પવનમાં એ જ આનંદના પડઘા પડે છે. આકાશના ખુશનમા રંગમાં એ જ મીઠાશ ભરી છે. પાણીના ચળકાટમાં એ જ જીવન ભર્યું છે. સઘળે જાણે જીવન જીવન જીવન પ્રગટતું હોય એવું સુંદર ગાન તેણે શરુ કર્યું.

લોકોને લાગ્યું કે આપણી છાની કુમળી લાગણીઓને આ માણસ બોલાવી રહ્યો છે.

સ્ત્રીઓને લાગ્યું કે હૃદયના ખુણેખુણાના પ્રેમની વાત આ સંગીતમાં ભરી છે.

વૃદ્ધો ડોલવા લાગ્યા: બાળકો નાચવા લાગ્યાં : જુવાનો થંભીને સાંભળી રહ્યા: શાસ્ત્રીઓ પણ અનિચ્છા છતાં પોતાના સાથળ ઉપર થાપટ લગાવી રહ્યા હતા. રામસહાયની આંગળીઓ માથાની સાથે સાથે ચાલી રહી હતી.

હતો. આંખની કીકી જેવું એક મોટું પાણીદાર મોતી પણ તેની પાસે હતું. સામાન્ય રીતે મોતી રંગે ધોળાં હોય, પણ આ મોતીની ખૂબી એ હતી કે તે રંગે કાળું હતું. અને છતાં તેજતેજનાં કિરણ એમાંથી નીકળતાં. ગુહસેને સુમાત્રા, જાવા, સ્તંભતીર્થ અને છેક બાબિલોન સુધી મુસાફરી કરી હતી. આવી લાંબી મુસાફરીએ તે નીકળતો ત્યારે, ઘણી વખત તો છ મહિના, આઠ મહિના, ને વખતે વરસ દોઢ વરસ પણ વીતી જતું. એવે પ્રસંગે દેવસ્મિતાને વૃદ્ધ ડોશી ભદ્રા જીવની પેઠે સાચવતી અને સમુદ્રના મુસાફરોની રસિક વાતો કરતી.

એમ કરતાં કરતાં દેવસ્મિતા અઢાર વર્ષની થઇ. ગુહસેન એક લાંબી મુસાફરી કરવા ઉપડયો. આ વખતે બાબિલોનના શ્રીમંત વેપારીઓ માટે હિંદુસ્તાનનાં ઉત્તમમાં ઉત્તમ ઘોડાં અને કુતરાંથી ભરેલું વહાણ લઈને તે રવાના થયો.

તેને ગયાને એક વર્ષ પૂરું થયું, પણ તેના કાંઇ સમાચાર આવ્યા નહિ. દાસી ભદ્રા અને દેવસ્મિતા દરરોજ સાંજે દરિયા કિનારે આવે, બેસે ને રાહ જુએ. સાંજ નમતી હોય ને સૂર્યના રંગોથી સમુદ્ર રંગાઇ જાય ત્યારે બંને દરિયાકાંઠે બેસી લાંબી નજરે સમુદ્રના તરંગો જોયા કરે. તરંગો આવે ને જાય, સમુદ્રમાં દૂરદૂર સુધી, નજર પહોંચે ત્યાં સુધી, શિકાર માટે ગએલી અનેક હોડીઓ જ માત્ર દેખાય. છેક સાંજ પડી જાય ને અંધારૂં વીંટાવા માંડે ત્યારે બંને નિરાશ થઈ પાછાં ફરે. તામ્રલિપ્તિમાં માણસો વાતો કરતાં કે આ વખતે ગુહસેનનું વહાણ ખરાબે ચડીને ભાંગી ગયું લાગે છે. ઘણાઘણા દિવસો સુધી ડોશી અને દીકરી હમેશાં દરિયાકાંઠે

# દેવસ્મિતા

ઘણાં ઘણાં વર્ષો પહેલાં તામ્રલિપ્તિ નગરીમાં એક સાહસિક નાવિક રહેતો હતો, તેનું નામ ગુણસેન હતું. તેને એક અત્યંત સુંદર પુત્રી હતી. તેનું નામ દેવસ્મિતા.

દેવસ્મિતા જ્યારે બે વર્ષની હતી ત્યારે તેની મા મરી ગઈ હતી. તેથી તેના પિતા ગુહસેન તેને અત્યંત લાડથી અને વહાલથી ઉછેરીને મોટી કરી. ઘરમાં ભદ્રા નામે એક વૃદ્ધ ડોસી હતી. તેની પાસેથી દેવસ્મિતા વારંવાર પરીની અને ચંદ્રલોકની, સમુદ્રકન્યાની અને તક્ષશિલા નગરીની વાતો સાંભળતી. સાંજે જ્યારે પૂનમનો મોટો ચંદ્ર ઊગે અને પૃથ્વી રૂપાળી ધોળી બરફ જેવી ચાદર ઓઢી લે ત્યારે આ વૃદ્ધ દાસી ધીમેધીમે પોતાનું રૂ કાંતવાનું શરૂ કરે, અને તેના ખોળામાં માથું મૂકીને સૂતી સૂતી દેવસ્મિતા વાતો સાંભળે.

ગુહસેન જબરો સાહસિક નાવિક હતો. પોતાના મિત્રો સાથે તે ઘણી વખત સમુદ્ર પારના દેશોની નવાઈઓ લાવવા જતો. તેની પાસે લંકાનાં મોતી હતાં. હિમાલયના બરફ જેવો ધોળો હાથીદાંત સિંહલદ્વીપનાં જંગલમાંથી તે લાવ્યો

હતો. આંખની કીકી જેવું એક મોટું પાણીદાર મોતી પણ તેની પાસે હતું. સામાન્ય રીતે મોતી રંગે ધોળાં હોય, પણ આ મોતીની ખૂબી એ હતી કે તે રંગે કાળું હતું. અને છતાં તેજતેજનાં કિરણ એમાંથી નીકળતાં. ગુહસેને સુમાત્રા, જાવા, સ્તંભતીર્થ અને છેક બાબિલોન સુધી મુસાફરી કરી હતી. આવી લાંબી મુસાફરીએ તે નીકળતો ત્યારે, ઘણી વખત તો છ મહિના, આઠ મહિના, ને વખતે વરસ દોઢ વરસ પણ વીતી જતું. એવે પ્રસંગે દેવસ્મિતાને વૃદ્ધ ડોશી ભદ્રા જીવની પેઠે સાચવતી અને સમુદ્રના મુસાફરોની રસિક વાતો કરતી.

એમ કરતાં કરતાં દેવસ્મિતા અઢાર વર્ષની થઈ. ગુહસેન એક લાંબી મુસાફરી કરવા ઉપડયો. આ વખતે બાબિલોનના શ્રીમંત વેપારીઓ માટે હિંદુસ્તાનનાં ઉત્તમમાં ઉત્તમ ઘોડાં અને કુતરાંથી ભરેલું વહાણ લઈને તે રવાના થયો.

તેને ગયાને એક વર્ષ પૂરું થયું, પણ તેના કાંઇ સમાચાર આવ્યા નહિ. દાસી ભદ્રા અને દેવસ્મિતા દરરોજ સાંજે દરિયા કિનારે આવે, બેસે ને રાહ જુએ. સાંજ નમતી હોય ને સૂર્યના રંગોથી સમુદ્ર રંગાઇ જાય ત્યારે બંને દરિયાકાંઠે બેસી લાંબી નજરે સમુદ્રના તરંગો જોયા કરે. તરંગો આવે ને જાય, સમુદ્રમાં દૂરદૂર સુધી, નજર પહોંચે ત્યાં સુધી, શિકાર માટે ગએલી અનેક હોડીઓ જ માત્ર દેખાય. છેક સાંજ પડી જાય ને અંધારું વીંટાવા માંડે ત્યારે બંને નિરાશ થઈ પાછાં ફરે. તામ્રલિપ્તિમાં માણસો વાતો કરતાં કે આ વખતે ગુહસેનનું વહાણ ખરાબે ચડીને ભાંગી ગયું લાગે છે. ઘણાઘણા દિવસો સુધી ડોશી અને દીકરી હમેશાં દરિયાકાંઠે

આવતાં, પણ કોઇ દિવસ પેલું ગુહસેનનું વહાણ આવતું દેખાતું નહિ.

ગુહસેનના ઘરમાં એક છબી હતી. એ પોતે નાનો હતો ત્યારથી એ લટકતી હતી. આ છબીને દેવસ્મિતા નાનપણથી જોતી. કોણ જાણે શું હતું, પણ એ છબી પાસે જ્યારે એ ઊભી રહેતી ત્યારે ત્યારે એને લાગતું કે પોતે એ છબીના માણસને ઓળખે છે. એ છબીમાં અત્યંત દુઃખીમાં દુઃખી મનુષ્યનો ચહેરો દેખાતો હતો. આ છબીનો માણસ પોતે ક્યાં જોયો છે તે દેવસ્મિતાને સાંભળતું નહિ. તેને માત્ર એટલું લાગતું કે છબીનો એ માણસ હૃદય વિદારી નાખે એવો કરુણ વિલાપ કરી રહ્યો છે.

ભદ્રાને તેણે એ છબી વિષે પૂછ્યું ત્યારે તેણે એટલું જ કહેલું કે એ છબી પોતે પણ નાની હતી ત્યારથી જોતી આવે છે, એક દુઃખી નાવિકને અને તેના ખલાસીઓને એવો શાપ મળ્યો છે—એણે દરિયાના દેવને દુભવ્યો હતો તેથી—કે સાત વર્ષે એક વખત તે નાવિક એકલો જમીન ઉપર આવી જાય. એના દુઃખમાં ભાગ લેવા કોઈ તૈયાર થાય તો શાપ ટળે. અને નહિતર પાછો સાત વર્ષ સુધી દરિયા ઉપર, એકલો અટુલો રખડવા માટે તે પાછો ફરે. સાતસાત વર્ષે માત્ર એક વખત જ તેનાથી જમીન જોવાય. ત્યાં સુધી દરિયાનાં ખારાંખારાં અગાધ પાણી ને આકાશની વચ્ચે ભમ્યા કરે! જમીન ઉપર રહેવા માટે એને બહુ ઝંખના છે. પણ તે કોઈ દિવસ પાર પડતી નથી. એ દુઃખી શાપિત નાવિકનો આ ચહેરો છે!

દેવસ્મિતા અંતરમાં ઊંડીઊંડી અજવાળા જેવી કંઇક પ્રેરણા થઇ કે જેને કોઇ સાથ નથી આપતું તેને હું સાથ આપીને શાપથી મુક્ત કરૂં. પણ એ નાવિક કોણ જાણે ક્યાં હશે ? કોણ જાણે ક્યાં એકલો રખડતો હશે ? તે નિત્ય એ છબી પાસે ઊભી રહે અને નિતનિત એને નિહાળ્યા કરે છે.

આ તરફ ગુહસેન બાબિલોનથી તામ્રલિપ્તિ આવવા માટે પાછો ફર્યો.

રસ્તામાં એક વખત છેક સંધ્યાકાળે તેનું વહાણ કોઇ શહેરની ખાડીમાં આરામ લેવા રોકાવાની તૈયારી કરતું હતું. તે વખતે સમુદ્ર શાંત હતો, પવન અનુકૂળ હતો અને આકાશ અરીસા જેવું સ્વચ્છ હતું ક્યાંય તોફાનનું ચિહ્ન પણ દેખાતું ન હતું.

પરંતુ એટલામાં તો અચાનક પવન છૂટયો. ડુંગર જેવડાં મોજાં ઊછળવા લાગ્યાં. આકાશમાં એકદમ વાદળ ચઢી આવ્યાં. ઘનઘોર અંધારૂં થઈ ગયું; વીજળી ચમકારા દેવા લાગી. અને કડકડાટ તો એવા થવા લાગ્યા કે જાણે હમણાં સમુદ્રને ચીરીને વીજળી પૃથ્વી સોંસરી નીકળી જશે ! સૌનાં હૃદય થરથરવા લાગ્યાં. સઢના તો ચીંદેચીંદા થઈ ગયા. એકબીજાની હૂંફમાં આકાશ સામે નજર કરીને સૌ થંભી ગયા. એકાદ જગ્યાએ ખડક જેવું હતું તેની ઓથ જેમતેમ મેળવીને પવનના સપાટાથી બચવા તે તરફ વહાણ લઇ ચાલ્યા અને તોફાન શમવાની રાહ જોઇને સૌ વહાણ થોભાવીને ચુપચુપ ઊભા રહ્યા. પણ એટલામાં તો, આ ભયંકર

તોફાનથી જેના સઢેસઢ ચીરાઈ ગયા છે, જેનું આખું ખોખું ભાંગુંભાંગું થઈ રહ્યું છે એવું એક વહાણ, તેમના તરફ જ આવતું દેખાયું. ફાટીને ચીંદરડા જેવા ઊડતા તે વહાણના સઢ લાલ રંગના હતા. વહાણ પોતે પણ લાલ રંગનું હતું. વહાણના ખલાસીઓએ પહેરેલો વેષ પણ લાલ રંગનો હતો. જાણે દરિયામાંથી સાક્ષાત્ અગ્નિ નીકળ્યો હોય તેવા આ લાલરંગી વહાણને જોઈ સૌ સ્તબ્ધ બની ગયા. એ વહાણમાં કોણ છે? કોણ હશે? ક્યાંથી નીકળ્યો? આ તરફ જ કેમ આવે છે?—એવાએવા પ્રશ્નો સૌ માંહ્યોમાંહ્ય પૂછવા લાગ્યા. આવા તોફાનમાં આપણા જેવો કોઈ કમભાગી નાવિક તો નહિ સપડાયો હોય, એવી કલ્પનામાં અનેક તર્કવિતર્ક કરતા સૌ તે નવા આવનાર વહાણ તરફ જોઈ રહ્યા.

પણ જેમજેમ તે વહાણ નજીક આવતું ગયું તેમતેમ તોફાન વધતું ગયું. જાણે હવે અવધિ આવી હોય તેમ, વીજળીના કડાકા ઉપર કડાકા થવા લાગ્યા. દરિયો તો આકાશ સુધી ઊછળી રહ્યો. અંતે પેલું વહાણ છેક નજીક આવ્યું અને તેમાંથી એક માણસ બહાર આવ્યો. તેણે ગુહસેન સામે જોયું અને અત્યંત દુ:ખભર્યા અવાજે પૂછયું, 'ભાઈ! મને તમારા વહાણ ઉપર આશરો આપશો?' પણ ગુહસેન જવાબ આપે તે પહેલાં તો આકાશ, પૃથ્વી ને પાતાળ એક થઇ જાય તેવો જબરો કડાકો થયો. દરિયાનાં પાણીને ભેદીને જાણે વીજળી સોંસરવી નીકળી ગઈ હોય તેમ સાતસાત વાંસ પાણીનાં પેટાળ દેખાઇ ગયાં. નાવિકનું વહાણ હસણાં તૂટયું–એ તૂટયું થઈ ગયું. પણ જેવો ગુહસેન પેલા નાવિકને પોતાના વહાણ ઉપર લીધો કે એક ક્ષણમાં, જાણે કાંઇ ન હોય

તેમ દરિયો શાંત થઇ ગયો. એની મુખમુદ્રા જ બદલાઈ ગઇ; વાદળાં વિખરાઇ ગયાં; ગડગડાટ ને કડકડાટ બધું શમી ગયું;—જાણે તોફાન થયું જ નથી. પેલા નાવિકના ખલાસીઓએ હર્ષનો પોકાર કર્યો.

નાવિકે ગુહસેનની પાસે આવીને તેનો આભાર માન્યો. પોતે દુઃખી, એકલો ને પરદેશી મુસાફર છે, પોતે સોના રૂપા ને ઝવેરાતનો વેપાર કરે છે, અને પોતે બધી સમૃદ્ધિ આ તોફાનમાં ખોઇ બેસે તેના કરતાં કોઇના હાથમાં સોંપે તો સારૂં એ હેતુથી જ ગુહસેનને આશરે આવ્યો છે, એમ તેણે જણાવ્યું.

બીજા દિવસથી ગુહસેનનું વહાણ તામ્રલિપ્તિને રસ્તે ચડયું અને પેલા નાવિકના ખલાસીઓએ પણ તેના હુકમ પ્રમાણે તે તરફ જ વહાણ હંકાર્યું; પણ નાવિક ને ગુહસેન તો સાથે જ રહ્યા, અને બંને મિત્રો બની ગયા. બંને સુખ-દુઃખની વાતો કરે, સફરની નવીનવી ચીજો એકબીજાને બતાવે અને સાચાં મોતીનાં તેજ જોઇજોઇને રાચે. એમ કરતાંકરતાં તેઓ તામ્રલિપ્તિ નજીક આવી પહોંચ્યા. ગુહસેને એક દિવસ પૂછ્યું, 'ભાઇ! તારી પાસે આટલો પૈસો છે, આવાં સુંદર મોતી છે! તારા જેવો શ્રીમંત મેં કોઇ જોયો નથી. તારૂં જીવન કેટલું સુખી હશે!'

પરદેશીએ નિઃશ્વાસ મૂકયો: 'સિંહલદ્વીપનાં મોતી મારી પાસે છે, પણ એ જોનાર મારા સિવાય બીજું કોણ છે? મારી સમૃદ્ધિમાં ભાગ લેનાર હું શોધું છું. મેં સાંભળ્યું છે કે તામ્રલિપ્તિમાં ઘણી સુંદર કન્યાઓ છે. કોઈ મારા સુખદુઃખની ભાગી થાય એવી તમારા ધ્યાનમાં છે?'

ગુહસેને જવાબ વાળ્યો, 'ભાઈ! મારી પુત્રી હંસના જેવી ધોળી ને ચંદન જેવી સુગંધથી ભરેલી છે. તારી સમૃદ્ધિને શોભાવે ને તારા ઘરને શણગારે એવી એ છે. જો મારી દેવના સ્મિત જેવી દેવસ્મિતા તને સ્વીકારશે તો તારી જિંદગી ફેરવાઇ જશે.'

પેલા નાવિકને કાંઇક આશા પડી. વખત છે ને આની પુત્રી પોતાનાં સુખદુ:ખની ખરી ભાગી થાય. એમ કરતાં કરતાં બંને જણાનાં વહાણ તામ્રલિપ્તિને કિનારે સુખરૂપ પહોંચ્યાં.

પિતાપુત્રી પ્રેમથી મળ્યાં. ઘણે વખતે પાછાં મળ્યાં એટલે આખી રાત આડોશીપાડોશીની વાતો કરવામાં, ગામની નવાજૂની કહેવામાં અને દરિયાની વાતો સાંભળવામાં ગઈ. સવારે ગુહસેને પોતાની પુત્રીને કહ્યું. 'બેટા! આ પરદેશી મુસાફર તેં જોયો? એ કેવો સૌમ્ય ને શાંત દેખાય છે? એની પાસે અઢળક નાણું છે. સિંહલદ્વીપનાં અંગુર જેવડાં મોતી એની એકની પાસે છે. નસીબદાર માણસ છે.'

ગમે તેમ હોય; પણ પેલી છબીનો માણસ એ જ જાણે ફરી જીવતો થયો હોય તેવો આ પરદેશી નાવિક લાગતો હતો. દેવસ્મિતાએ કહ્યું. 'પિતાજી! મને એમ લાગ્યા કરે છે કે જાણે આ પરદેશીને હું ઘણીઘણી વખત મળી છું. એના જેવો ગહન વિષાદભર્યો ચહેરો મેં બીજે ક્યાંક પણ જોયો છે. "તું એના ઉપર પ્રેમ કર" એમ જાણે અંતરમાંથી મને કોઇ કહી રહ્યું છે. તમને એમાં મારી મૂર્ખાઈ તો નથી લાગતી ના?'

ગુહસેન પુત્રીની આ વાત સાંભળી ઘણો ખુશ થયો. દેવસ્મિતાનું ઠેકાણું પડી જાય તો પછી દરિયો—એનો દોસ્ત એને રમવા બોલાવી રહ્યો હતો. એને કહી રહ્યો હતો કે 'આવ, ગુહસેન, આવ! તને ઘેરાં નીલ આસમાની રંગનાં અજબ પાણી દેખાડું!' ગુહસેનને દેવસ્મિતાનો વિચાર ગમી ગયો.

દેવસ્મિતાને મળવાને પેલો નાવિક આવ્યો ત્યારે તેણે સહજ જ ઊંચે જોયું. જાણે પેલી છબીમાંનો જ માણસ અત્યારે તેની સામે ઊભો છે! ભદ્રાએ કહી હતી તે વાત તેને સાંભરી આવી. પેલો શાપિત નાવિક

સુંદર, વિવેકી, સમૃદ્ધિમાન હતો. છતાં જાણે કોઇ ઊંડુંઊંડું દર્દ એને કોરી રહ્યું હોય તેમ એના ચહેરા ઉપર ગહન શોકનું પેલું કરુણ સ્મિત વારંવાર આવી જતું હતું. સાંજે તો આખા ગામમાં વાત ફેલાઈ ગઇ કે દેવસ્મિતાનો વિવાહ કોઇ શ્રીમંત પરદેશી નાવિક સાથે કરવામાં આવે છે. ગુહસેનના ખલાસીઓ તો આ સાંભળીને આનંદ કરવા લાગ્યા. પણ પેલા નાવિકના ખલાસીઓ, તોફાન પહેલાંની શાંતિની જેમ ધબકતા હૃદય સાથે ઉપરઉપરની શાંતિ અનુભવી રહ્યા!

રાત્રે એક વયોવૃદ્ધ ખલાસી ગુહસેનને મળવા આવ્યો. તેણે દરિયાનાં ઘણાં પાણી જોઈ કાઢયાં હતાં. ગુહસેનને જેટલાં વર્ષ થયાં હશે એટલાં વર્ષ તો એણે દરિયા પર જ કાઢયાં હતાં, તેણે ગુહસેનને કહ્યું, 'તું તારી પુત્રીને કોની સાથે પરણાવે છે તેનો તને ખ્યાલ છે?' અને તેણે પેલી છબી

સામે ઊંચે જોયું: 'આ છબી તારા ઘરમાં ક્યારથી આવી છે એ તને ખબર છે?—એ છબીમાં કોણ છે તેની તને ખબર છે?'

ગુહસેને નકારમાં માત્ર ડોકું ધુણાવ્યું.

'એ છબી તારા દાદાના વખતની છે, એ છબીનો માણસ ત્યારથી દરિયા પર રખડે છે. એને દરિયાના દેવનો શાપ છે. એ જ્યાંજ્યાં જશે ત્યાંત્યાં તોફાન થશે. એ જમીન પર વધારે વાર રહી શકે તેમ નથી!'

દેવસ્મિતાની આંખમાંથી શુદ્ધ પ્રેમનાં બે આંસુ ખર્યાં: 'અરેરે! એ જ બીચારો આ શાપિત નાવિક!'

ગુહસેન આ વાત સાંભળીને સ્તબ્ધ બની ગયો. 'ત્યારે એ જ આ નાવિક—જે એના ખલાસીઓ સાથે એકલો દરિયામાં રખડે છે?'

'એ જ આ.' વૃદ્ધે કહ્યું.

ગુહસેને પોતાની પુત્રી સામે જોયું. 'બેટા! આ માણસ તો શાપિત છે. ત્યારે તો હું જ તારી ઉપર ભયંકર આફત લાવતો હતો! આપણે એ માણસને કાલે જ રવાના કરી દઈએ.'

બીજે દિવસે વિવાહ ફોક થયો. પેલો પરદેશી નાવિક એક પણ શબ્દ બોલ્યો નહિ. તેના ચહેરા પર ભયંકર વિષાદ છવાઈ ગયો. જેવો આવ્યો હતો તેવો જ એકલો એ ચાલી નીકળ્યો. વળી બીજાં સાત વર્ષ—બે હજાર પાંચસો ને પંચાવન લાંબાલાંબા દિવસ અને અંધારી ભયંકર રાત્રિઓ દરિયા ઉપર ગાળવા માટે તે ચાલી નીકળ્યો. તેનું દરેક

પગલું જમીનના સ્પર્શનો આનંદ ભોગવવા તલસી રહ્યું હોય તેમ ધીમું ને ધીમું, વધુ ધીમું પડતું હતું.

તે દરિયા કિનારે પહોંચ્યો. શાપિત નાવિકનું વહાણ ઉપડતું જોવા ઘણાં માણસો આવ્યાં હતાં. એ પોતે જ જાણે શાપ હોય તેમ તેના તરફ સૌ સ્તબ્ધ બનીને જોઈ રહ્યા હતા. એ અડશે તો શાપ લાગશે એમ ધારીને સૌ એની નજર ચૂકવતા હતા. શાપિત નાવિક કાંઈ જોતો ન હોય તેમ ચાલ્યો ગયો. જે રસ્તે તે પસાર થયો ત્યાં એક મોટા છુટ્ટા ઊંચા ખડક ઉપર હંસ જેવી દેવસ્મિતા ઊભી હતી. તેની નજર દૂરદૂર દરિયાનાં પાણી ઉપર ઠરી હતી.

શાપિત નાવિક ત્યાં જરાક ઠર્યો. તે ન બોલ્યો પણ સાત લાંબાં વર્ષની એકલતા તેની પાસે બોલાવી રહી: 'ત્યારે દેવના સ્મિત જેવી દેવસ્મિતા, તેં પણ મને શાપિતને ઉગાર્યો નહિ ?'—પોતાના ખલાસીઓ એ તરફ દોડતા આવતા હતા, કાંઈક શુભ સમાચારની આશાથી, તેમના પ્રત્યે એક નિરાશાજનક કરુણ હાસ્ય કરીને તેણે કહ્યું; 'ખલાસીઓ, મિત્રો; ચાલો, પાછા ચાલો. આપણાથી જમીન પર થોભાય તેમ નથી. ચાલો, દરિયો ને આકાશ એ બે જ આપણાં ખરાં સાથી છે. મા જેવી જમીન આપણને જાકારો દે છે.'

નાવિકને ત્યાં થોભેલો જોઈને તો લોકોનું ટોળું એકઠું થઈ ગયું. 'દેવસ્મિતા ! બોલતી નહિ, બોલતી નહિ, એ શાપિત છે' ના અવાજોથી આકાશ ગાજી ઊઠ્યું.

બધાએ કહેલી પેલા એકલ, શાપિત નાવિકની બાલપણની મૂર્તિ દેવસ્મિતાને યાદ આવી. એની એકલતાને પોતે

જાણે અંતરથી જ ક્યારની પ્રેમ કરતી હોય તેમ તેને લાગ્યું. નાવિકનો ચહેરો જોઇને તેનું હૃદય પાણીપાણી થઈ ગયું. 'પરદેશી મુસાફર! તું જ એ શાપિત નાવિક છે?'

જવાબમાં એક કરુણ હૃદય વિદારી નાખનારૂં સ્મિત નાવિકના ચહેરા પર દેખાયું. 'દેવાસ્મતા, હું એ જ છું.'

'તું એ જ છે?'

'હા, દેવસ્મિતા હું એ જ છું.'

નાવિક તો એટલું બોલીને ચાલતો થયો. પણ એના મૂંગા શોકથી, એની આશા વિનાની કરુણ સ્થિતિથી, એની ભયંકર એકલતાથી દેવસ્મિતાનું હૃદય વીંધાઇ ગયું. 'ત્યારે, દેવના સ્મિત જેવી દેવસ્મિતા, તેં પણ મને શાપિતને ઉગાર્યો નહિ? તેં પણ—?' નાવિકને એ અવાજ હજારો ભયંકર રાત્રિના પડદા ચીરીને દેવસ્મિતાને હલાવી રહ્યો હતો: 'તેં પણ—?'

અને શાપિત નાવિકનાં લંગર ઉપડયાં. દેવસ્મિતાએ ઉન્મત્તની માફક મોટી બૂમ પાડી: 'હું તારી છું! હું તારી છું!'

'દેવસ્મિતા! દેવસ્મિતા!' હજારો અવાજ થવા લાગ્યા: 'આવતી રહે. એ શાપિત નાવિક છે!'

એ અવાજોની વચ્ચેથી એક ધીમો કરુણ અવાજ આવી રહ્યો હતો: 'દેવસ્મિતા, તેં પણ—?'

અને એને કોઈ રોકે તે પહેલાં તો તે બીજી બૂમ પાડી ઊઠી: 'પરદેશી મુસાફર! રોકાઇ જા, રોકાઇ જા; હું તારી છું. હું તારી સાથે આવીશ.'

જવાબમાં દરિયો ભયંકર અવાજ કરીને ઊછળવા લાગ્યો, લાલ સઢ ફડફડ ઊડવા લાગ્યા અને નાવિકનું વહાણ ઉપડ્યું.

'આવું છું! આવું છું!'ના પ્રચંડ પોકારથી દરિયા કિનારો ગાજી ઊઠ્યો. અને બીજી જ ક્ષણે, કોઇ આવે ને રોકે તે પહેલાં, તામ્રલિપ્તિને, પિતાને અને ભદ્રાને મનથી પ્રણામ કરીને દેવસ્મિતા વહાણમાં કૂદી પડી.

અને થોડી જ ક્ષણમાં, જાણે કાંઇ ન હોય તેમ, પેલું રાતું વહાણ અને તેના રાતા સઢ વિલુપ્ત થઈ ગયાં, દરિયો શાંતશાંત બની ગયો, અને જાણે ચંદ્રલોકમાંથી સરેલો કોઈ માનવી કોઇ જલસુંદરી સાથે દરિયાનાં મોજાં ઉપર રમત કરતો ચાલ્યો જાય છે, એવો દેખાવ જોનારાંની નજરે પડ્યો!

અગાધ પ્રેમના અગ્નિથી શાપ બળીને ભસ્મ થઇ ગયો હતો.

# થોડી છાયામૂર્તિઓ

(૧)

કોઈ સુંદર પર્વતની તળાટીમાં ઉભા રહીને મોટેથી બૂમ પાડજો 'એ તો હું છું' તરત સામેથી જવાબ મળશે: 'એ તો હું છું'.

જંગલમાં પસાર થતા હો, દૂર દૂર ટેકરીઓ દેખાતી હોય, ત્યારે કોઇ વખત પ્રયોગ કરી જોજો : 'એ તો હું છું' તરત સામેથી જવાબ મળશે : 'એ તો હું છું'.

કોઇ દેવળના ઘૂમટમાં પેસીને અવાજ કરજો: 'એ તો હું છું' તરત પ્રત્યુત્તર આવશે: 'એ તો હું છું'.

કોઇ ગાડા નીચે કુતરાને જતું જોયું છે?—ગાડાનો ભાર તો બિચારા બળદ મુંગા મુંગા ખેંચ્યા કરતા હોય. પરોણાનો માર પણ એ જ સહન કરતા હોય. પણ ગાડા નીચે જીભ કાઢીને ચાલ્યું જતું કુતરું જૂઓ તો એનો રોફ આંજી નાખે એવો હોય છે. એ પણ જાણે કહી રહ્યું હોય કે 'એ તો હું છું: ગાડાનો ભાર ખેંચનાર તો હું છું. બળદ તો નકામો રોફ મારે છે.'

આ હુંકારની એક સુંદર કથા છે.

જ્યુપિટર સ્વર્ગનો રાજા. પણ ક્યારેક તો જૂનોના સ્વભાવથી હાથ ઊંચા કરતો. એની કિસાણ જૂનો ખારાગાર હતી, એટલે એને મન એમ કે બે ઘડી વાતો કરવા જાય તો હું ઘડીક નિરાંતે બેસું, 'એકો' જેવી વાતો કરનારી બીજી કોઇ મળે નહિ. એટલે જ એણે 'એકો'ને આ કામ સોંપ્યું હતું.

જૂનોને ખબર પડી ગઈ કે જ્યુપિટરના કહેવાથી જ એકો આવી સરસ સરસ વાતો કરે છે. એણે મનમાં ગાંઠ વાળી કે એકોને વાત કરતાં ભૂલાવી દઉં તો જ હું સાચી ઇંદ્રાણી.

એક સવારે એકો ઉઠી ને બિચારી બોલવા જાય છે ત્યાં વાચા જ ગુમ!–એ નું એ શરીર છે. નાક છે. કાન છે. જીભ છે. પણ વાચા નથી. એક તો વાતોડીયો સ્વભાવ અને એમાં પાછું બોલવાનું બંધ. બિચારી એકો તો રડી રડીને અરધી થઇ ગઇ. જૂનોના શાપને લીધે એવું બન્યું કે પોતે કાંઇ પણ બોલી શકે નહિ; પણ બીજા બોલે તેનું અનુકરણ કરી શકે. એ જંગલમાં નાર્સિસસ નામનો એક સુંદર જુવાન પણ રહેતો હતો. વસંતઋતુના કોમળ ફુલ જેવી એની કાંતિ હતી. જેવો એ સુંદર હતો તેવો શુરવીર પણ હતો. એને જોતાં જ મન આકર્ષાય. આપણને લાગે કે એનામાં એક જાતનું છાનું આકર્ષણ છે. એનામાં દોષ એક જ હતો. આટલી સુંદર કાંતિ હતી છતાં જેને લીધે એ કાંતિ શોભી ઉઠે એવું હૃદય એનામાં ન હતું અત્યંત સુંદર પણ સુગંધહીન ફુલ જેવી એની શોભા હતી. કેટલાંક મનુષ્ય મોહ પમાડે છે, છાપ પાડે છે, છતાં આપણને એની હાજરીમાં પ્રેમની ઉણપ લાગ્યા કરે છે. અત્યંત મીઠાશથી જેમ મીઠાઇનો રસ ઉડી જાય છે તેમ પ્રેમની ઉષ્મા વિનાના એકલા સૌન્દર્યપૂજનથી જીવન પણ નિરસ બની જાય છે. નાર્સિસસનું જીવન એવું નિરસ હતું. દુનિયાને રસ આપવાની, અને દુનિયામાંથી રસ માણવાની એની વૃત્તિ નાશ પામી હતી.

એ માત્ર પોતાના જ જીવનમાં આનંદ લેનાર જંતુ-વૃત્તિવાળો બની ગયો હતો.

એક વખત તે જંગલમાં ભટકતો હતો. જે વૃક્ષમાં 'એકો' રહેતી હતી તે વૃક્ષની પાસેથી જ અકસ્માત તે

પસાર થયો. તેની સુંદર કાંતિ જોઈને એકો તેના પ્રેમમાં પડી. અને કાંઇ પણ વિચાર કર્યા વિના તરત તેની પાછળ પાછળ ચાલી નીકળી. એને મન હતું કે નાર્સિસસને બોલાવું પણ જૂનોના શાપને લીધે તેણે વાચા તો ગુમાવી હતી.

નાર્સિસસ જંગલમાં ને જંગલમાં આગળ ચાલ્યો. તે પોતાના મિત્રોને શોધી રહ્યો હતો. તેણે પોતાના મિત્રોને બોલાવવા મોટેથી બૂમ પાડી: 'દોસ્તો હું અહીં છું!'

તરત એકોએ અનુકરણ કર્યું: 'અહીં છું!'

પ્રતિધ્વનિ સાંભળીને નાર્સિસસ આશ્ચર્ય પામ્યો. તેણે તરત બીજી બૂમ પાડી: 'ત્યારે અહીં આવો!'

જંગલમાંથી જવાબ મળ્યો: 'અહીં આવો!'

નાર્સિસસ તો ગભરાયો. એ જે કાંઇ બોલેછે તેનો તરત પ્રતિધ્વનિ આવે છે, અને છતાં બોલનાર કોઇ નજરે પડતું નથી.

નાર્સિસસે ઉકળાટથી કહ્યું: 'ત્યારે હવે પ્રગટ થાઓ, અને મારી નજરે પડો'

રૂપસુંદરી એકો તરત પ્રગટ થઈ અને શબ્દમાં જે બતાવી શકતી નથી, તે નિશાનીઓથી બતાવતી નાર્સિસસની પાસે ગઇ.

નાર્સિસસને ભેટવા તેણે પોતાના હાથ લંબાવ્યા. તેનું રૂપ પીવા અનિમિષ માટ માંડી. પ્રેમ વ્યક્ત કરવા મીઠું ચુંબન કર્યું. પણ નાર્સિસસે તો બિચારાએ પ્રેમની સૃષ્ટિ જ ગુમાવી હતી. એના સૌન્દર્યે તો એની ગેરસની

ઉષ્માને જ ઠંડી બનાવી દીધી હતી. એ પોતા સિવાય બીજા કોઇને ચાહતો નહિ. પોતા સિવાય બીજા કોઇને સુંદર માનતો નહિ. એને બિચારાને હૃદય જ ન હતું!

તે તો ત્યાંથી નાસી છૂટયો. પણ આવા સુંદર જુવાનની છાતીમાં કેવળ પ્રેમની ભસ્મ જ રહી છે એ વિચારથી એકોને એવો તો આઘાત થયો કે તે જંગલના દૂરદૂરના અંધારા ખુણામાં પોતાની કરુણકથાનું ચિન્તન કરતી સ્થિર થઈ ગઇ અને છેવટે એનો દેહ પડી ગયો. એની છાયા પણ વિલીન થઈ ગઇ. રહી માત્ર એની શબ્દમૂર્તિ. 'એકો'–પડઘો–પ્રતિધ્વનિ!

(૨)

હવે નાર્સિસસનું શું થયું તે સાંભળો.

એકાંતમાં પણ લોકકલ્યાણનું ચિંતન કરનાર યોગી જેવું નાર્સિસસનું જીવન ન હતું.

એનું જીવન એકલું હતું. પણ કોઇ ધ્યેય કે આદર્શની પાછળ સરી ખૂટવા માટે સ્વીકારેલો એવો એ એકાંતવાસ ન હતો. અજાણ્યા પ્રદેશોનું સૌન્દર્ય જોવા માટે મુસાફર સ્વીકારે તેવો મુસાફરીનો ધર્મ પણ ન હતો. પણ એના અંતરમાં ઉંડો ઉંડો રોગ પેઠો હતો. "હું એવો છું કે મારા જેવું કોઇ નથી. હું કોના પ્રેમને સ્વીકારું?" એ જ એના અંતરનો ખરો નાદ હતો.

પણ અંતે આ જુવાનને પણ પ્રેમધર્મે સળગાવ્યો. પણ એ જ્વાલા સાચા પ્રેમથી તદ્દન જુદી જાતની હતી.

હમેશની માફક તીરકામઠું લઇને એક વખત તે જંગલમાં ભટકતો હતો.

જંગલમાં રખડી રખડીને તે થાકી ગયો હતો. ફરતાં ફરતાં તે એવી સુંદર જગ્યાએ આવી પહોંચ્યો કે જ્યાં બેસતાં જ શરીરનો થાક ઉતરી જાય. એને અંતઃકરણ તો ન હતું એટલે બીજો કોઇ જાતનો થાક તો એને લાગે જ નહિ. નાનું સુંદર ઝરણું,–અરધું વનસ્પતિથી ઢંકાયેલું અરધું ખુલ્લું એવું વહી રહ્યું હતું. પાસેના લીલાછમ મેદાન ઉપર હંસ ને સારસનાં યુગલ આનંદ કરી રહ્યાં હતાં. જળકુકડીઓ સુંદર કલરવ કરતી પાણીમાં રમી રહી હતી.

નાર્સીસસ ત્યાં બેઠો. અને ઝરણામાંથી પાણી પીવા માટે નીચે નમ્યો. પણ નમ્યો તે નમ્યો. સ્ફટિક જેવા નિર્મળ જળમાં તેણે એક સુંદર ચહેરો જોયો. એ ચહેરો એનો પોતાનો જ હતો: પણ નાર્સીસસ તો એ ચહેરો જોવામાં જ તલ્લીન બની ગયો. જેમ જેમ એ ચહેરો જોતો ગયો તેમ તેમ એનો મોહ વધતો જ ગયો. આવી સુંદર–મધુર–ગુલાબની ખીલતી પાંખડી જેવી સૂરત એણે કોઇ દિવસ નિહાળી જ ન હતી. એને લાગ્યું કે કોઇ જલસુંદરી ઝરણમાં છુપાઇ ગઇ છે. પાણી પાણીને ઠેકાણે રહ્યું, તીરકામઠું પણ ભૂલાઇ ગયું. પોતાનું જ સૌન્દર્ય જોવામાં પોતે ડૂબી ગયો.

જેણે અંતરમાં માત્ર પ્રેમની ભસ્મ જ સંઘરી હતી, તેને પણ આ ચહેરાએ પ્રેમની ભાષા શીખવી.

નાર્સીસસે મધુર સ્મિતથી જલસુંદરીને બોલાવી–

જવાબમાં જલની અંદર પણ ગુલાબની ખીલતી પાંખડી જેવા બે સુંદર હોઠ ઉપર, એવું જ સ્મિત ફરકયું !

નાર્સિસસે હસીને કહ્યું : 'તમારી અજબ વાત છે. મને ચાહો છો. વાત કરો છો. અને છતાં ગુપ્ત જ રહો છો !'

તેણે પ્રત્યુત્તર સાંભળ્યો નહિ. પણ જલસુંદરીનું હાસ્ય જોયું. સુંદર દાંતની શુભ્ર પંક્તિ નાર્સિસસ જોઈ રહ્યો. નાર્સિસસ જલસુંદરીને સ્પર્શ કરવા વધુ નીચે નમ્યો. તેને મળવાને આતુર હોય તેમ ઝરણમાંની જલસુંદરીનો ચહેરો પણ પાણીમાંથી ઉપર આવવા લાગ્યો. નાર્સિસસના ચહેરાની સામે જ–અડોઅડ આવીને ઉભો.

પણ નાર્સિસસ જલસુંદરીને સ્પર્શ કરી શકયો નહિ ! સ્પર્શ કરવા મથે તો જલસુંદરીનો ચહેરો તરત ગુમ થઈ જતોઃ

જડ સૃષ્ટિ સૌન્દર્યનો આ વિભ્રમ જોઇને હસી રહી !

એકલા સૌન્દર્યની ઉપાસના કરનારો કોણ પોતાની જાતને છેતરતો નથી ?

નાર્સિસસે ન જાણ્યો દિવસ કે ન જાણી રાત્રિ. રાત્રિ-દિવસ ઝરણાની પાસે જ પેલો ચેહેરો નીહાળવામાં જ તે લીન થઇ ગયો !

અને દિવસ ઉગતાં જ્યારે જળ ઉપર સોનેરી કિરણો પડતાં ત્યારે સૂવર્ણનો મુકુટ પહેર્યો હોય તેવો એ ચહેરો જળાંજળાં થઈ રહેતો !

રૂપેરી ચાંદનામાં તો એ ચહેરો સ્ફટિકમાંથી કોરેલી સુંદર પ્રતિમા જેવો બની જતો !

નાર્સિસસ એ ની એ જગાએ દિવસોના દિવસ બેસી રહ્યો.

નાર્સિસસનો દેહ એવી રીતે જ પડી ગયો. પોતાના ચહેરાનું સૌન્દર્ય નિહાળતાં નિહાળતાં એ ધીમે ધીમે ગળી ગયો. જંગલની પરીઓએ એને માટે શોક કર્યો: એના અપાર્થિવ સ્વરુપનું છેલ્લું છેલ્લું દર્શન કરવા સૌ ત્યાં આવ્યાં પણ ત્યાં તો નાર્સિસસના સ્થૂળ દેહને બદલે એક સુંદર ફુલ પડયું હતું !

( ૩ )

ગ્રીસના વિખ્યાત વીણાધારી ઓર્ફીયુસનું સંગીત જે એક વખત સાંભળતા તે જીંદગીભર એ જ મધુર સ્વરો સંભાર્યા કરતા. એના સંગીતમાં અજબ મોહિની હતી. એના સ્વરમાં એવી તો દિવ્ય શક્તિ હતી કે ખુનીના હાથમાંથી એ સ્વર સાંભળતાં તલવાર પડી જતી: હિંસક પશુઓનો સ્વભાવ બદલી જતો: અને પક્ષીઓ સ્થિર થઈ જતાં.

શુભ્ર છીપમાં છાના બેઠેલ મોતી જેવી એની સ્ત્રી હતી. જેવી એ નાજુક અને નમણી હતી તેવી જ પવિત્ર હતી. તે એટલી તો પવિત્ર હતી કે એની હાજરીમાં દુષ્ટવિચારની છાયા પણ સંતાઈ જતી.

એક દિવસ ઓર્ફીયુસ વસંતાગમનનું મધુર સંગીત સંભળાવવા પોતાની વીણા તૈયાર કરી રહ્યો હતો. પરંતુ

કોણ જાણે કેમ આજે એમાંથી એની મેળે જ શોકના સ્વર છૂટતા હતા. ઓર્ફીયુસ ઉંડી ગમગીનીના આ સ્વરો સાંભળીને કાંઈક વિચારમાં પડી ગયો હતો, એટલામાં એક તરફથી કેટલીક સ્ત્રીઓ દોડતી આવી : ઓર્ફીયુસ! ઓર્ફીયુસ! દોડો દોડો, સર્પનો જીવલેણ ડંખ થયો છે!'

કોને થયો છે એ ઓર્ફીયુસ સમજ્યો નહિ. પણ તે એકદમ દોડયો.

થોડે દૂર, ફુલથી ભરચક ખીલેલી ફુલવાડીમાં, એની સ્ત્રી યુરિડાઈસને જમીન પર પડેલી તેણે જોઇ. તેની આસ-પાસ સ્ત્રીઓ આક્રંદ કરી રહી હતી. યુરિડાઈસ જીવન મૃત્યુના ઝોલા ઉપર હતી.

ઓર્ફીયુસ આવ્યો. ફુલની સુગંધને પણ વિષમય કરી મૂકનાર ભયંકર સર્પનો દંશ થયો હતો. જીવનની છેલ્લી બે ચાર પળ મુંગી મુંગી વાતો કરી યુરિડાઇસે હમેશને માટે આંખો બંધ કરી દીધી. ઓર્ફીયુસ એકલો થઈ ગયો. એની વીણા ઉપર પણ એની શોકાંજુલિ જ ફર્યા કરતી. એનું હૃદય તો યુરિડાઈસની પાછળ, મૃત્યુલોકની પેલી મેર, જ્યાં નવું જીવન શરૂ થાય છે ત્યાં પહોંચ્યું હતું!

પણ આખા ભરેલા જગતમાં એણે જે એકલતા અનુ-ભવી તે અસહ્ય હતી.

એક દિવસ એણે પોતાની વીણા ઉપાડી. આજનો એનો ઠાઠ જુદો હતો. આજે એણે છેલ્લું તીર ફેંકી દેવાનો નિશ્ચય કર્યો હતો. જેને કોઈ જીત્યું નથી તે મૃત્યુને જીત-વાની એની તૈયારી હતી.

વીણા લઈને એ ચાલી નીકળ્યો.

દુનિયા પાછળ રહી ગઈ. શહેરો ટપકાં જેવાં બની ગયાં. અનેક જંગલો પસાર થઈ ગયાં. તે આગળ ચાલ્યો જ ગયો. એની વીણામાંથી એવા સ્વર નીકળતા હતા કે જો વૃક્ષોને જીવ હોય તો એને સાથ દેવા ચાલી નીકળે.

અંતે ઝાંખા ઉજ્જાસથી ભરેલા એક અરધા અંધારા–અરધા અજવાળા જેવા પ્રદેશમાં તે આવ્યો. મૃત્યુલોકમાં જવાના દ્વાર પાસે આવીને ઉભો રહ્યો.

પણ કાળાપાણીનાં ઉછળતાં મોજાં તેણે જોયાં. એ નદી પસાર કર્યા વિના તેનાથી મૃત્યુલોકમાં પેસાય તેમ ન હતું. પાછી એવી વીણા જ મદદે આવી. મૃત્યુદેવનો એક દૂત હોડી સાચવીને ત્યાં બેઠો હતો. ઓર્ફીચુસની વીણાના સાચા સ્વરથી એ પણ પીગળી ગયો. ભીની આંખે, કાંઈ પણ બોલ્યા વિના, ચુપચુપ ઓર્ફીચુસને સામે પાર મૂકી આવ્યો.

ઓર્ફીચુસ હવે જે પ્રદેશમાંથી પસાર થયો ત્યાં તો એની વીણાના સ્વર ખરેખર અમૃતબિંદુની જેમ જીવન આપી રહ્યા હતા. મોટી કાણાંવાળી ચાળણીમાં વ્યર્થ પાણી ઠાલવતી કોઈ કોઇ સ્ત્રી એના સ્વર સાંભળીને ઘડીભર આરામ લેવા થંભી ગઈ; કોઇકના નિત્ય તૃષાતુર હોઠ ઉપરથી, ઠંડા મીઠા પાણીનો ધોધ વહી રહ્યો હતો, અને છતાં તેમાંથી એક પણ બિંદુ એને મળતું ન હતું. ઓર્ફીચુસના સ્વરથી એક ઘડીભર સૌને શાંતિ મળતી હોય તેમ લાગ્યું. કેટલાકની આંખમાંથી આંસુ પડતાં હતાં : કોઈ એને જોવા

થંભ્યા હતા: કોઈ એને જોતાં વર્ષોનાં વર્ષો પછી જોયેલો મનુષ્યદેહ તરસી આંખે નિહાળી રહ્યા હતા. ક્રૂરમાં ક્રૂર હૃદય પણ પીગળતું હતું. પણ ઓર્ફીયુસનું લક્ષ તો યમદેવના સિંહાસન પાસે જ જવાનું હતું. કાંઈ જોતો ન હોય તેમ એ પોતાની વીણા વગાડતો વગાડતો આગળ ને આગળ ચાલ્યો.

મૃત્યુલોકનો રાજા પ્લૂટો જ્યાં રહેતો હતો ત્યાં જવા માટે પોતાની અજિત વીણા લઇને તે આગળ વધ્યો. યમદેવના દ્વાર પાસે તે આવ્યો. અગ્નિના જેવી કાળજીભ કાઢીને એક ભયંકર કુતરો ત્યાં ઉભો હતો, એને ત્રણ મોઢાં હતાં. અગ્નિના ગોળા જેવી એની છ આંખો સામે અંધારામાં ચળકી રહી હતી. એના ભયંકર મોઢામાંથી છરીની ધાર જેવા દાંત ચકચક થઈ રહ્યા હતા. એનાં ત્રણ મોટાં માથાં આમ તેમ હાલી રહ્યાં હતાં.

જીવતા મનુષ્યને આવેલો જોઇ એને આશ્ચર્ય થયું.

એ ઘૂરકયો. પણ ઓર્ફીયુસે પોતાની વીણામાંથી એવો તો મધુર દુઃખભર્યો વિરહનો સ્વર છોડયો કે પેલો ભયંકર કુતરો પુંછડી પટપટાવતો એના પગપાસે આવ્યો. અને પોતાની વહાલી કુતરીને સંભારતો હોય તેમ નીચે બેસી ગયો. ઓર્ફીયુસે એના માથા પર હાથ ફેરવ્યો અને મીઠું આશ્વાસન પામતો હોય તેમ કુતરો આંખો મીંચી ગયો. એ કદરુપા ભયંકર ચહેરામાં પણ પ્રેમની સ્મૃતિથી ઘડીભર નવું સ્વરુપ આવી ગયું.

ઓર્ફીયુસ દરવાજામાંથી પસાર થઇ, અનેક અંધારી

ગલીકુંચી વટાવતો યમદેવના સિંહાસન પાસે પહોંચ્યો.

સિંહાસન ઉપર પ્લૂટો અને તેની સ્ત્રી પર્સીફ્રૉન બેઠાં હતાં.

જે મૃત્યુના નામથી મનુષ્યો ધ્રૂજે છે તે મૃત્યુદેવની જ સાન્નિધ્યમાં આ અજબ વીણાધારી ઊભો રહ્યો. મૃત્યુદેવનો ચહેરો આશ્ચર્યથી ઉંચો થયો: માણસો ધારે છે તેવી ભયંકર ક્રૂરતા એમાં ન હતી: અનેક મનુષ્યોની વ્યથા સાંભળીને ઉપજેલો વિષાદ એમાં પણ હતો.

'તું કોણ? તને અહીં જીવતો કોણ લાવ્યું? જા ભાઇ ઘેર જા, પૃથ્વી ઉપર તારાં બાલબચ્ચાં તારી રાહ જોતાં હશે.'

મૃત્યુદેવને જવાબ આપતો હોય તેમ ઓર્ફીયુસ આગળ વધ્યો. એણે તરત પોતાની વીણા ઉપર શોકાંગુલિ ફેરવી.

મૃત્યુદેવના એ ખંડમાં કરુણ વિલાપની, આર્ત્તસ્વરની, ભયંકર હૃદયવ્યથાની, વિરહની અને વેદનાની સ્વરમૂર્તિઓ ખડી થવા લાગી: પાસે છતાં પર્સીફ્રૉનનો વિરહ અસહ્ય હોય તેમ પ્લૂટોએ પોતાનો હાથ લંબાવી તેને ટેકો દીધો. તેનાથી વીણાધારીનો આ અસહ્ય શોકસ્વર વધારે વખત સાંભળી શકયો નહિ: ભીની આંખે તેણે પર્સીફ્રૉન સામે જોયું. પણ નીચું મોં કરીને આંસુ ખાળવા વ્યર્થ પ્રયત્ન કરતી પર્સીફ્રૉનની આંખો મીંચાઇ ગઈ હતી. પ્લુટો પોતાની પાસે જ છે એ ખાત્રી કરવા, તેણે પોતાનો હાથ લંબાવી મૂંગા મૂંગા પ્લુટોની આંગળીને સ્પર્શ કર્યો. મૃત્યુદેવ અને તેની રાણી બન્ને મનુષ્ય બની મનુષ્યનો વિરહ અનુભવી

રહ્યાં હતાં. ઘડીભર તો એમને એમ પણ થયું કે મનુષ્ય-જીવનની આવી દુઃખની મીઠાશ દેવજીવનમાં નથી એટલે જ દેવોની પાસે આવો મધુર વીણાધારી પણ નથી.

અંતે પર્સીફોન વધારે વખત હૃદયવ્યથા ઝીલી શકી નહિ : તે મોટેથી રડી પડી : પ્લૂટો પણ રડી પડયો. અને બન્ને જણાંએ રડતાં રડતાં ઓર્ફિયુસને પૂછ્યું: "તું કોણ છે ? તારે શું જોઇએ છીએ ?'

'મારી યુરિડાઇસ અકાળ મૃત્યુ પામી છે તેને હું લેવા આવ્યો છું,'

'યુરિડાઈસ ?–પ્લૂટોએ પૂછ્યું.

પણ પર્સીફોને તરત સંભારી આપ્યું : "યુરિડાઇસ જે સર્પદંશથી મૃત્યુ પામી અહીં આવી છે તે"

'હા, હા.' યમદેવને સાંભર્યું. યુરિડાઇસનો મધુર ચહેરો તેમને પણ યાદ હતો.

જરાક શોક ભરેલા અવાજે તે ફરી બોલ્યા : 'ભાઇ ! યુરિડાઈસ તારી પાછળ જ આવશે. તું આગળ થા, અને તારી પાછળ એ ચાલી આવતી હશે. પણ એક સરત છે. જો તું પાછું વાળીને જોશે તો તે જ ક્ષણે યુરિડાઇસ અદૃશ્ય થઈ જશે.'

'એમ કેમ ?'

'એ મારી સરત છે. આકરી છે. પણ તું ખુદ મૃત્યુ-લોકમાંથી તારા પ્રેમના બળ વડે યુરિડાઇસને પાછી મેળવે છે, ત્યારે ધીરજ અને શ્રદ્ધા એ બે પ્રેમના અંગની પણ તારે પરીક્ષા પસાર કરવી જોઇએ.'

'ઠીક. તો હું આ ચાલ્યો: પણ જો જો હોં, યુરિડાઈસ મારી પાછળ જ આવે!'

'ચોક્કસ; પણ જોજે, થોભતો નહિ, બોલતો નહિ, પાછું વાળીને જોતો નહિ' પ્રેમ ભરેલા શબ્દોમાં તેનો આભાર માની ને તરત ચાલી નીકળ્યો. અંધકાર વીંટાતી અનેક ભૂલભૂલામણીમાં થઈને વીણાધારીએ પૃથ્વી પર આવવાનો પોતાનો માર્ગ લીધો.

અંધકાર ઓછો થતો ગયો. પ્રભાતની પહેલી ઝાંખી જેવું–આશાના બિંદુ જેવું ઝાંખું અજવાળું દેખાયું. મૃત્યુલોકનું પ્રવેશદ્વાર પણ દૂર દૂર દેખાતું હતું. એ પ્રવેશદ્વાર વટાવે એટલે જીવનના અજવાળાભર્યા પ્રદેશમાં પેસવાનું હતું. ઑર્ફીયુસ ઝડપથી ચાલવા લાગ્યો,

પણ સઘળી દિશાઓ જાણે મરણ પામી હોય તેમ શાંત બની ગઈ હતી: ચારે તરફ આછા અંધકારની ભયાનક ગહનતા સિવાય કાંઈ જ જણાતું ન હતું: સઘળે ઠેકાણે શબના જેવું હૃદય વીંધી નાખે એવું ભયંકર મૌન પથરાઈ ગયું હતું. એ મૌન એવું ભયંકર હતું કે ઓર્ફીયુસને એમાંથી જ કોઈ ભેદી અવાજના પડઘા કાને પડતા હોય એમ લાગતું હતું. એના પોતાના ઉતાવળા, અને લાંબા પગલાના અવાજ સિવાય કાંઈ પણ–તણખલું પણ–હાલતું ન હતું!

અને પાછળ આવનારી યુરિડાઈસના પગલાનો જરા જેટલો અવાજ પણ એને કાને પડતો ન હતો. માત્ર પોતાનાં પગલાં, જાણે હાથીનાં પગલાં હોય તેમ, હજારગણા મોટા અવાજથી પડતાં હતાં, અને તે સાંભળતો હતો.

હવે એના હૃદયમાં અશાંતિ પેઠી : એની ધીરજ ખૂટી : એનું શ્રદ્ધાનું બળ થઇ રહ્યું. એના મનમાં શંકા પેઠી કે યુરિડાઈસ પાછળ રહી ગઈ હશે તો ?–એનાં પગલાં કાં સંભળાય નહિ ?

એટલી નાની સરખી શંકાએ તો થોડીવારમાં એનું હૃદય હચમચાવી દીધું.

અમૃતસાગરમાં પડેલ વિષબિંદુ જેવા આ શંકાએ એના હૃદયમાંથી પેલી ભારે શ્રદ્ધા–સાચો પ્રેમ મૃત્યુને જીતે છે–એ ઉડાવી દીધી. ઘડીભર એને થોભવાનું મન થયું.

પોતે શું કરે છે એનું જ્ઞાન થાય તે પહેલાં તો તેણે પાછા વળીને જોયું. તેજ અને છાયાની પાતળી ઓઢણીમાં ઢંકાઇને આવતી ગુલાબની પાંદડી હોય તેવી યુરિડાઇસ ધીમા મધુર પણ શ્રદ્ધા અને પ્રેમભર્યા પગલે પાછળ આવતી હતી !–અને એક જ સેંકડ એ દર્શન થયું ન થયું, ત્યાં તો જેમ સોનેરી રજ વેરાઈ જાય–વાદળમૂર્તિના રંગ ઉડી જાય, કલ્પનાની મૂર્તિ સરી જાય, તેમ યુરિડાઇસ અદૃશ્ય થઇ ગઇ ! ઓર્ફીયુસ જોઇ રહ્યા : 'એ ઉડી જાય !' એણે ભારે વેદના ભરેલા અવાજે, અંધકાર અને અજવાળાં વીંધી નાંખે એવા મોટા સાદે બૂમ પાડી : 'યુરિડાઈસ !'

પણ યુરિડાઇસનો પાતળો દેહ પાણીની મૂર્તિ હોય તેમ વેરાઇ ગયો હતો. માત્ર જીવનભર યાદ રહી જાય એવો એક મોટો ઉષ્ણ નિઃશ્વાસ, ઓર્ફીયુસને કાને અથડાયો. એણે ઘેલછામાં એને ભેટવા હાથ લાંબા કર્યા પણ મુડદાં જેવી ઠંડી પાતળી હવા માત્ર તેના હાથ સાથે ભટકાણી !

# ૬ ચ—દે વ યા ની

અસુરોના રાજા શુક્રાચાર્ય પાસે અદ્ભુત વિદ્યા હતી. એ વિદ્યા સંપાદન કરવા માટે પોતાને ત્યાંથી કોઈ જુવાનને મોકલવા સારુ ઇંદ્રે શોધ કરવા માંડી અંતે એની નજરે એક જુવાન ચડયો. બૃહસ્પતિનો પુત્ર કચ. એ જુવાનનું તેજ જોઇને ઇંદ્રે એની પસંદગી કરી.

કચ શુક્રાચાર્ય પાસે આવ્યો. પોતે જે પ્રદેશમાં આવ્યો છે તે પ્રદેશમાં પોતાના દુશ્મનો જ વસે છે એની લેશ માત્ર પણ ચિંતા કર્યા વિના તે અત્યંત વિનયથી શુક્રાચાર્યની પાસે આવીને ઉભો. કેટલાક શિષ્યોથી વિંટળાઇને બેઠેલા આચાર્ય પોતાના અધ્યાપનના કામમાં મગ્ન હતા.

શુક્રાચાર્યની નજર એના પર પડી. પ્રણામ કરીને ઉભેલા કચને તેણે પૂછ્યું.

'ભાઇ! તું કોણ?—ક્યાંથી આવ્યો છે?'

'હું દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર'

'તું બૃહસ્પતિનો પુત્ર? બૃહસ્પતિ ને હું તો બાલ-પણના મિત્રો છીએ. બોલ, કેમ આવ્યો છે કહે!

કચે કાંઈ પણ ગભરાટ વિના સીધો ને સરળ ઉત્તર આપ્યો: 'આપની પાસેથી વિદ્યા લેવા આવ્યો છું!'

આચાર્યના શિષ્યોમાંથી કેટલાકના કાન ઉંચા થયા. કોઈ કોઇ તો કચ સાંભળે તેમ મોટેથી બોલી ગયા: 'આ ન હોય દેવોનું ધામ. અહીં તો લોઢાના ચણા ચાવવાના છે ભાઇ !'

'એમ ? ભલે, ભલે ખુશીથી, તું પણ તેજસ્વી લાગે છે. તારા પિતા શું કરે છે ? સૌ કુશળ તો છે ને ?' આચાર્યે જવાબ દીધો.

'હા ગુરુદેવ !'

'અને તું કોનો પુત્ર ? તારાનો કે શુભાનો ?'

બૃહસ્પતિને બે સ્ત્રી હતી. તારા અને શુભા. પણ કચ તે બેમાંથી એકેનો પુત્ર ન હતો. શુક્રાચાર્યને એ વાતનો ખ્યાલ ન હતો એટલે જ એમનાથી પુછાઇ ગયું હતું.

એક ઘડીભર કચની તેજસ્વી કાંતિ ઝાંખી થઈ ગઇ. પણ બીજી જ ક્ષણે નિશ્ચય કરી લેતો હોય તેમ તે અડગ ધૈર્યથી બોલ્યો: 'ગુરુદેવ ! મારી માતા તો તારા પણ નહી ને શુભા પણ નથી.'

મશ્કરી ભરેલું ક્રુર અટ્ટહાસ્ય શિષ્યોમાંથી સંભળાયું.

'એ તો ભાઇ દેવોના આચાર્ય. બે ચાર પાંચ ગમે તેટલી સ્ત્રીઓ પરણે !' કોઇએ મર્મપ્રહાર માર્યો.

'દેવલોકની તો ખૂબી જ એ. ભાઇ ! ત્યાં તો સઘળું અગડંબગડં ચાલે' કોઈ બીજા વાંકાબોલાએ ટેકો પૂરાવ્યો.

'ત્યારે બૃહસ્પતિ ત્રીજી સ્ત્રી પરણ્યા છે ?' ગુરુએ માયાથી પૂછ્યું.

'ના ના. ગુરુદેવ! મારી માતા કોણ છે એની મને ખબર નથી. પણ હું સાચેજ બૃહસ્પતિનો પુત્ર છું એની મને ખબર છે.'

'અ ર ર !' શિષ્ય મંડળમાં ચારે તરફ ફરી મશ્કરી છૂટી. 'આનો બાપ બૃહસ્પતિ પણ મા.... એ તો આકાશમાંથી ખર્યો હશે ભાઈ!' કોઈ હસતો હસતો બોલે છે.

'એની માનું ઠેકાણું નથી એટલે જ અહીં કાઢયો હશે !' બીજો શિષ્ય બોલે છે.

શુક્રાચાર્યની નજર તો કચ ઉપર જ ચાંટી ગઇ. કેટલાય શિષ્યો આવ્યા ને ગયા. પણ કડવા સત્યને આટલી અડગ ટેકથી કોઇએ ઉચ્ચાર્યું ન હતું. કચની તેજસ્વી કાંતિમાં જરાય ઝાંખપ આવી નથી. પોતે જે વસ્તુ ગ્રહણ કરવા આવ્યો છે તેમાં આ સઘળું આવવાનું જ છે એમ જાણે પહેલેથી જાણતો જ હોય તેમ, કચ કોઈની મશ્કરીની લેશ પણ પરવા કર્યા વિના ગુરુની સામે શાંત, અને નમ્ર બનીને ઉભો રહ્યો. શુક્રાચાર્ય એ સુંદર જુવાનને નિહાળી જ રહ્યા.

"ભાઇ ! કચ ! જે વિદ્યા મારી પાસેથી લેવા આવ્યો છે, તેમાં જે તૈયારી જોઇએ તે સઘળી તારામાં છે. જે નિર્ભય છે તે અમર છે. મૃતસંજીવિની વિદ્યાનું આ રહસ્ય તો તું શીખીને જ આવ્યો લાગે છે!"

ગુરુનાં વચન સાંભળીને કેટલાક અદેખા શિષ્યોએ એક બીજાના કાન કરડયા.

ત્યારપછી કચ શુક્રાચાર્યને ત્યાં જ રહ્યો. રોજ સવારે આચાર્ય તો પથારીમાં પડયા હોય ત્યાં કચ ઉઠીને ફળી વાળી નાંખે. પાણીનો છંટકાવ કરી નાંખે.

ગાયોનાં છાણ ઉપાડી લે. અને ગુરુ જાગે તે પહેલાં તો કંદમૂળ ફળ ને દર્ભ વગેરે લઈને જંગલમાંથી પાછો આવી જાય. પછી તરત ગાયોને ચરાવવા માટે અરણ્યમાં ઉપડે. સૂર્યાસ્ત વખતે પાછો આવે. ત્યારે પણ ગુરુની સેવા માટે ખડેપગે હાજર થઈ જાય. કોઇ દિવસ ગુરુની પાસે માગણી નથી કરી કે મને ભણાવો, કોઈ દિવસ ગુરુને કહ્યું નથી કે મને બીજા શિષ્યો હેરાન કરે છે. બસ, એક જ વાત અને એક જ ધ્યેય છે: 'સેવા!' ગુરુ કદાચ પૂછે કે 'કચ! હવે તો તને તાલાવેલી લાગી હશે કે જલ્દી જલ્દી ભણીને ઘેર જાઉં' તો સસ્મિત એક જ ઉત્તર વાળે: 'ગુરુદેવ! સેવાની તાલિમ એ પણ વિદ્યા જ છે નાં?'

ગુરુની કન્યા દેવયાની કચની આ સેવાવૃત્તિથી દંગ થઇ ગઈ. એને લાગ્યું કે આ તેજસ્વી જુવાનમાં પર્વતો ડોલાવે એવી સુંગી શક્તિ ભરી છે. દેવયાની કચને પ્રેમથી નિહાળવા લાગી. એના દરેક કાર્યને પ્રેમથી જોવા માંડી. અને અદેખા શિષ્યોથી એને બચાવવા માટે હરઘડીએ જાગૃત રહેવા લાગી.

એક વખત અદેખા શિષ્યોએ અરણ્યમાં કચનો ખૂબ ખાખરો ખેર્યો. લોહીનીગળતી દેહે છેક સાંજે મોડા મોડા તે પાછો ફર્યો. પરબારો જલાશય ઉપર જ જતો હતો ત્યાં શુક્રાચાર્ય સામે મળ્યા: 'વત્સ! આજે કાંઈ બહુ મોડો આવ્યો ?'

"હા ગુરુદેવ! આજે જરા વાર થઇ" ટૂંકો જ ઉત્તર વાળીને તે ચાલી નીકળ્યો. પણ ગુરુએ જોઇ લીધું કે અદેખા રાક્ષસ શિષ્યોએ એને માર્યો લાગે છે. બીજે દિવસથી કચને

અરણ્યમાં જવાની શુક્રએ ના કહી. કચ ઘરઆંગણે ચુપચુપ પોતાને કામે વળગી ગયો. તેની આ મૌન સેવાવૃત્તિએ દેવયાનીનું અંતર ક્યારનું પીગળાવી દીધું હતું: "આટલું તેજ, આટલી શક્તિ, અને છતાં આવું મૌન." આ દેવાંશી જુવાન તેને વધારે ને વધારે પ્રિય લાગવા માંડયો.

એક દિવસ સાંજ નમી ગઈ. રાત્રિના પડછાયા આભમાંથી ઉતરવા લાગ્યા. પણ આશ્રમમાં ક્યાંય કચ દેખાયો નહિ.

જરા વારમાં પાછો આવું છું, એમ કહીને આજે કચ ગુરુના કામ માટે અરણ્યમાં ગયો હતો. પણ રાત્રિ પડી છતાં કચનો ક્યાંય પત્તો ન હતો. બહાર જઈ જઈને લાંબે સુધી દેવયાની વારંવાર એકી નજરે જોઈ રહે છે, પણ હમેશનો મધુર સ્મિત ભરેલો કચનો ચહેરો ક્યાંય દેખાતો નથી.

દેવયાની પિતાની પાસે આવી. શુક્રાચાર્ય જરાક બેચેનીમાં હતા. એમની આંખમાં નશો દેખાતો હતો.

'પિતાજી, કચ ક્યાંય દેખાતો નથી. અરણ્યમાંથી પાછો જ ફર્યો નથી. તમે એને મોકલ્યો હતો ?'

'હા, પણ હજી પાછો જ નથી આવ્યો ?'

'ના'

'અરેરે ! ત્યારે જરૂર દૈત્યોએ એને હણી નાખ્યો હશે. ક્યાં છે મારી પાદુકા ? લે હું જ ખબર કાઢી આવું.'

પણ આચાર્યના પગ લથડતા હતા. દૃષ્ટિ વિકળ હતી. મન અસ્થિર હતું.

'પિતાજી ! આજે તમને શું થયું છે ?'

'અરે મને પેલા દુષ્ટ દૈત્યોએ મદ્ય પાયું છે. મદ્ય પણ બેસ્વાદ હતુ"

'ત્યારે તમે અરણ્યમાં ન જતા, હું જ જઇશ.'

'પણ તું જઇશ ક્યાં?–મને જોવા દે કચ ક્યાં છે'

આચાર્ય બે ઘડી શાંત થઇ ગયા. આંખો મીંચી ગયા. આંખો ઉઘાડી ત્યારે તેમાંથી અશ્રુની ધાર વહી રહી હતી.

'દેવયાની! પુત્રી! કચ હવે જીવે તેમ નથી. દૈત્યોએ એને મારી નાખી, એની રાખ કરી નાખી છે. અને એ રાખ પણ મને મદ્યમાં પાઇ દીધી છે. હવે કચ સજીવન થાય તો હું મરું ને કચ મરે તો હું જીવું એવી સ્થિતિ છે.'

પિતાની વાત સાંભળીને દેવયાની સ્તબ્ધ બની ગઇ. એક ઘડીભર શોકમાં વિહ્‌વળ બની ગઇ. તરત કાંઈ સાંભર્યું હોય તેમ બોલી ઉઠી!

'પિતાજી! એક ઉપાય છે!'

'શો?'

'તમે પહેલાં તમારા સંજીવિની મંત્રના બળે કચને સજીવન કરો. પછી કચને એ વિદ્યા શીખવો અને પછી કચ તમને સજીવન કરી શકશે'

આચાર્ય પ્રશંસાથી પુત્રીની સામે જોઈ રહ્યા.

પછી આચાર્યે કચને સજીવન કરી તેને પોતાની વિદ્યા ભણાવી. જેને માટે પોતે આટલો શ્રમ કર્યો હતો તે વસ્તુ અંતે મળી એટલે કચને તો બહુ જ આનંદ થયો. કચે બહાર આવી પછી આચાર્યને સજીવન કર્યા. દેવયાનીની યુક્તિથી આચાર્ય અને શિષ્ય બન્ને બચ્યા. અને વધુમાં

કચની મુંગી સેવા પણ ફળી. ત્યાર પછી થોડે દિવસે આચાર્યે તેને કહ્યું : 'પુત્ર' તું અહીં બહુ દુઃખી થયો. હવે તું તારે ઘેર જા. આજે તને છેલ્લા બે શબ્દો હું કહી લઉં. અહીં તને જે મળ્યું તે ક્યાંય મળવાનું ન હતું. તને આજે જ પહેલાં ઉપદેશ મળ્યો કે જેણે સંજીવિની વિદ્યા શીખવી હોય એણે પોતે પહેલાં બળીને ભસ્મ થઈ જવાની તૈયારી રાખવી. કોઈ પણ નિશ્ચેતન સ્થિતિમાં પ્રાણ ફુંકવા ઇચ્છનારે પોતે તો નામનિશાનથી મટી જવાની જ તૈયારી રાખવી. સંજીવિની વિદ્યાનું આ રહસ્ય છે. જેણે જેણે સંજીવન રહેવું હોય તેણે ભસ્મમાં રોળાઇ જાય એવા જુવાનો તૈયાર કરવા. હવે તું સુખેથી ઘેર જા. બૃહસ્પતિને મારા પ્રણામ કહેજે અને સાચવીને જાજે ભાઈ!'

આચાર્યની રજા લઈ કચ દેવયાની પાસે ગયો. દેવયાનીનું અંતર હસુહસુ થઈ રહ્યું હતું. તે કચની સાથે જવાનાં સ્વપ્નાં ઘડતી હતી.

'દેવયાની! કચ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: 'તેં મને માતાની જેમ જાળવ્યો છે. તારે પ્રતાપે મને વિદ્યા મળી છે. હું તને પ્રણામ કરીને છેલ્લી રજા લેવા આવ્યો છું!'

દેવયાની આ વિચિત્ર જુવાન સામે જોઈ રહી: 'તું રજા લેવા આવ્યો છે એમ ન બોલતાં, મને પણ સાથે લેવા આવ્યો છે એમ કહે.'

કચને આશ્ચર્ય થયું કે આચાર્યની પુત્રી, જેને મેં હમેશાં ભગિની તુલ્ય જ માની છે, જેનો પ્રેમ માતાની યાદ આપે તેવો છે, તે આ શું બોલે છે? એટલામાં દેવયાનીએ વધારે સ્પષ્ટતાથી કહ્યું: 'કચદેવ! હું તને ચાહું

છું. તારી મૌન સેવાવૃત્તિએ મારો પ્રેમ જીતી લીધો છે. તું પિતા પાસે મારી માગણી કર.'

કચને આચાર્યપુત્રીની ઈચ્છામાં ભયંકર દોષ જણાયો. દેવયાનીને એણે હમેશાં માતા તુલ્ય માની હતી. એણે ઉત્તર વાળ્યો :

આ અધર્મ છે.

'દેવયાની! મેં હમેશાં તારી મૂર્તિને અંતઃકરણમાં માતાની જેમ પૂજી છે. હવે એ મારી માનસી મૂર્તિ આજ તું ખંડિત કાં કરે? મને તો હમેશને માટે તારી એ અસ્પર્શ પ્રતિમાની જ પૂજા કરવા દે' દેવયાની દૈત્યોના ગુરુની એકની એક પુત્રી હતી. વળી લાડકવાઈ હતી. પોતાની ઇચ્છાને નકારનારો જુવાન આજ દિવસ સુધી એણે જોયો ન હતો. વળી જેની પોતાની માનું તો ઠેકાણું ન હતું, એ ભાઈ વાયડા થઇને ધર્મ અધર્મની વાતો કરવા બેસે તે એને પસંદ ન પડ્યું.

'ત્યારે એમ સાચું બોલની કે હું દૈત્યાચાર્યની પુત્રી છું માટે મારું પાણિગ્રહણ કરતાં તું શરમાય છે! હું તો તને મોટો સત્યવાદી માનતી હતી.'

કચે આરોપને ગળી જઈ સજળ તેને પ્રત્યુત્તર આપ્યોઃ 'આચાર્યપુત્રી! એમ નથી. હું તને દેવકન્યા જ માનું છું. તારો પ્રેમ મને માતાની જ યાદ આપે છે. પણ જેમ એક તરફ આ અધર્મ છે તેમ બીજી તરફ હું એક ધ્યેયને જ પરણી ચૂક્યો છું. હવે એ ધ્યેયથી ચલિત થવાનું શક્ય નથી.'

'આ મૃતસંજીવિની વિદ્યા એ જ તારું ધ્યેય નાં? એ તો તને મળી ચૂકી.'

"પણ હજી એ દેવલોકમાં મેં વાવી નથી. મારે દેવલોકમાં એને ફેલાવવી છે. એ ધ્યેયને હું પરણ્યો છું."

દેવયાનીનું નાનું સુંદર નાક ક્રોધમાં ફુલ્યું. અભિમાનથી ડોકું પાછું ઢાળી, એણે ઉત્તર વાળ્યો. 'છોકરા! ત્યારે જા, ખુશીથી પાછો જા. પણ જો તું મારું પાણિ-ગ્રહણ નહિ કરે તો તારી વિદ્યા અફળ કરી નાખીશ.'

ઘા મારીએ તો લોહી ન નીકળે એવો દારુણ ભય કચના શરીર સાંસરવો નીકળી ગયો. પોતાનો સઘળો પરિશ્રમ એક ઘડીના છઠ્ઠા ભાગમાં એળે જશે એમ એને લાગ્યું. પણ બીજી જ ક્ષણે પોતાની હંમેશની મોહક નિર્ભ-યતાથી તે સીધો ટટ્ટાર બનીને આચાર્યપુત્રીની સામે ઉભો.

'દુઃખ ખમવું એ ધ્યેયને વરનારો ધર્મ છે. જે પ્રહાર કરો તે ખમવા હું તૈયાર છું'

છંછેડાયેલી નાગણની માફક દેવયાનીએ ઉછળીને ડંખ માર્યો: 'ત્યારે જા, જેટલું તું શીખ્યો છે....'

અત્યંત દુઃખને લીધે નીચાં નેત્ર ઢાળી, આંસુ સારતો કચ સાંભળી રહ્યો.

"જેટલું તું શીખ્યો છે તે સઘળું અફળ થશે"

ચંદ્રના કિરણની બની હોય તેવી સંજીવિની વિદ્યાની મૂર્તિ પોતાના દેહને તજી દેતી હોય તેવો આભાસ કચને થયો. તે બે હાથ જોડીને બોલ્યો: 'આચાર્યપુત્રી! તેં મને જે શાપ આપ્યો તે ભલે આપ્યો. પણ ક્રોધ ને સંમોહથી પ્રહાર કરનારી તારી વૃત્તિમાં ક્ષત્રિયનાં બીજ છે, માટે તું આચાર્યપુત્રી છતાં, બ્રાહ્મણ પતિ નહિ પામે.

આટલું કહીને દેવયાનીને મનથી પ્રણામ કરી, જાણે કાંઈ ન બન્યું હોય તેમ કચ ચાલી નીકળ્યો.

ઘણે દિવસે કચને પાછો આવેલો જોઇને ઇંદ્રના મનનો આનંદ માતો ન હતો.

ઇંદ્રે તેને સન્માન આપી પોતાની સામે જ બેસાર્યો. 'બોલો : આચાર્યપુત્ર! કામ સફળ કરી આવ્યા? વિદ્યા લઈ આવ્યા?'

'દેવ! વિદ્યા મળી મળી અને ગઈ!

'અને ગઈ?'

'હા'

'શી રીતે?'

કચે સઘળી હકીકત કહી. દેવરાજની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. તે પોતાના આસન પરથી બેઠા થઈ કચને ભેટી પડયા. 'ત્યારે તો વત્સ! તેં દેવલોકની કીર્તિ ઉજાળી છે. ધ્યેયની ખાતર વર્ષોના શ્રમને જતો કરનાર જુવાન દેવલોકમાં છે એ વાતની દૈત્યોને પ્રતીતિ કરાવીને તેં દેવલોકને ઉજાળ્યો છે. અને તને ખબર નથી પણ સંજીવિની વિદ્યાનું રહસ્ય તારી પાસે જ છે' કચ શૂન્ય આંખે તેની સામે જોઈ રહ્યો: "ક્યાં છે? એ તો વિસરાઈ ગઈ, મળી મળી અને ગઈ."

"ભાઈ! દિલગીર ન થતો. ખરી વિદ્યા તારી પાસે રહી ગઇ છે. જે વિસરી ગયો તે તો ખોળીયું હતું. તેં બતાવી દીધું કે જે સત્યની ખાતર નિર્ભય બની જાય છે તે સંજીવિની વિદ્યાનો સ્વામી થઇ જાય છે.

તું શીખવાનું સઘળું શીખી આવ્યો છે. ચાલ, હવે ચાલ, આપણે ગુરુદેવ બૃહસ્પતિ પાસે જઇએ. તે તારી રાહ જોતા હશે."

# કાળરાત્રિ !

મહાભારત યુદ્ધના અઢારમા દિવસની સાંજ હતી. પાંડવ અને કૌરવનાં સૈન્ય પોતપોતાના શિબિરમાં પાછા વળતાં હતાં. ચારે તરફથી ઉતરતાં અંધારાં, છિન્નભિન્ન પડેલા મનુષ્યોને, કપાયલા ઘોડાઓને, ભાંગી ગયેલા રથોને, અને ઢળીપડેલા હાથીઓને વિંટળાઇ વળતાં હતાં.

પાંડવો અને પાંચાલો શંખનાદ કરતા પાછા ફરતા હતા: યુયુત્સુ અને સાત્યકિ પોતાનાં ઉત્તરીય વસ્ત્રો ઉરાડી આનંદના પોકાર કરતા હતા: "ભીમે એ પાટુ મારી કે સીધો જ થઇ ગયો" એમ વાતો કરતા સૈનિકો આનંદઘેલા બનીને સૌની સાથે ચાલતા હતા.

સઘળા કૌરવની છાવણીનો કબજો લેવા જતા હતા: સૌથી મોખરે ગાંડીવધારી અર્જુન અને કૃષ્ણ હતા. દુર્યોધનની હઠીલાઈની વાતો થતી હતી: અને લડાઇમાં મળેલા વિજયથી આનંદમાં આવી જઇને સૌ જેમ ફાવે તેમ હસતા કુદતા નાચતા ચાલ્યાં જતા હતા.

બાવળના ઠુંઠા ઉપરથી, ભયંકર ચીસ પાડતી એક ચીબરી ઉડી ગઈ.

આટલું કહીને દેવયાનીને મનથી પ્રણામ કરી, જાણે કાંઈ ન બન્યું હોય તેમ કચ ચાલી નીકળ્યો.

ઘણે દિવસે કચને પાછો આવેલો જોઇને ઈંદ્રના મનનો આનંદ માતો ન હતો.

ઈંદ્રે તેને સન્માન આપી પોતાની સામે જ બેસાર્યો. 'બોલો: આચાર્યપુત્ર! કામ સફળ કરી આવ્યા? વિદ્યા લઈ આવ્યા?'

'દેવ! વિદ્યા મળી મળી અને ગઈ!

'અને ગઈ?'

'હા'

'શી રીતે?'

કચે સઘળી હકીકત કહી. દેવરાજની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. તે પોતાના આસન પરથી બેઠા થઈ કચને ભેટી પડયા. 'ત્યારે તો વત્સ! તેં દેવલોકની કીર્તિ ઉજાળી છે. ધ્યેયની ખાતર વર્ષોના શ્રમને જતો કરનાર જુવાન દેવલોકમાં છે એ વાતની દૈત્યોને પ્રતીતિ કરાવીને તેં દેવલોકને ઉજાળ્યો છે. અને તને ખબર નથી પણ સંજીવિની વિદ્યાનું રહસ્ય તારી પાસે જ છે' કચ શૂન્ય આંખે તેની સામે જોઈ રહ્યો: "ક્યાં છે? એ તો વિસરાઈ ગઈ, મળી મળી અને ગઈ."

"ભાઈ! દિલગીર ન થતો. ખરી વિદ્યા તારી પાસે રહી ગઇ છે. જે વિસરી ગયો તે તો ખોળીયું હતું. તેં બતાવી દીધું કે જે સત્યની ખાતર નિર્ભય બની જાય છે તે સંજીવિની વિદ્યાનો સ્વામી થઇ જાય છે.

તું શીખવાનું સઘળું શીખી આવ્યો છે. ચાલ, હવે ચાલ, આપણે ગુરુદેવ બૃહસ્પતિ પાસે જઇએ. તે તારી રાહ જોતા હશે."

# કાળરાત્રિ !

મહાભારત યુદ્ધના અઢારમા દિવસની સાંજ હતી. પાંડવ અને કૌરવનાં સૈન્ય પોતપોતાના શિબિરમાં પાછા વળતાં હતાં. ચારે તરફથી ઉતરતાં અંધારાં, છિન્નભિન્ન પડેલા મનુષ્યોને, કપાયલા ઘોડાઓને, ભાંગી ગયેલા રથોને, અને ઢળીપડેલા હાથીઓને વિંટળાઇ વળતાં હતાં.

પાંડવો અને પાંચાલો શંખનાદ કરતા પાછા ફરતા હતા: યુયુત્સુ અને સાત્યકિ પોતાનાં ઉત્તરીય વસ્ત્રો ઉરાડી આનંદના પોકાર કરતા હતા: "ભીમે એ પાટુ મારી કે સીધો જ થઇ ગયો" એમ વાતો કરતા સૈનિકો આનંદઘેલા બનીને સૌની સાથે ચાલતા હતા.

સઘળા કૌરવની છાવણીનો કબજો લેવા જતા હતા: સૌથી મોખરે ગાંડીવધારી અર્જુન અને કૃષ્ણ હતા. દુર્યોધનની હઠીલાઈની વાતો થતી હતી: અને લડાઇમાં મળેલા વિજયથી આનંદમાં આવી જઇને સૌ જેમ ફાવે તેમ હસતા કુદતા નાચતા ચાલ્યાં જતા હતા.

બાવળના ઠુંઠા ઉપરથી, ભયંકર ચીસ પાડતી એક ચીબરી ઉડી ગઈ.

યુધિષ્ઠિર બોલ્યાઃ 'ભીમ! દુર્યોધન પડયા પછી તેં પાટુ મારી એ તારૂં કામ અનાર્યને છાજે તેવું હતું.'

'અરે એ તો અનાર્ય ને આર્ય. આપણે વિજય મેળવ્યો, શત્રુને રણમાં રોળ્યા, અને હમણાં કૌરવોની છાવણી કબજે કરીશું એનો જ વિચાર કરો ને!–તમારો તો ધર્મમાંથી પાછો પગ જ નીકળતો નથી' ભીમે પ્રત્યુત્તર વાળ્યો.

'બળદેવે શું કહ્યું ખબર છે?'

'શું કહ્યું?'

'દુર્યોધનને વિજય મળ્યો અને ભીમ હાર્યો.'

ભીમ મોટેથી હસી ઉઠયો: "અરે, એમણે ભલેને ગમે તે કહ્યું. દુર્યોધન પાસે અત્યારે શિયાળવાં રોતાં હશે, ગીધડાં એને ખેંચતાં હશે અને બિચારો ઢસડાતો ઢસડાતો કુતરાં હાંકતો હશે. હવે ભલે ને જેને કહેવું હોય તે કહે કે ભીમ હાર્યો. ભીમે તો રંગ રાખ્યો મોટાભાઈ!"

ભીમનાં વચન સાંભળી સૈનિકો હસી પડયા. ધર્મરાજા મુંગા મુંગા સૌની સાથે ચાલ્યા. પણ એનો અંતરાત્મા પોકાર કરતો હતો કે ભીષ્મને હણ્યા, દ્રોણને માર્યા, એ સૌને વટાવી નાંખે એવું કામ આજે થયું હતું. રણમાં મૃત્યુશય્યા પર પડેલ દુશ્મન ઉપર ભીમે પાટુનો ઘા કર્યો એ ભયંકર અત્યાચારનું ફળ મળ્યા વિના નહિ રહે.

પાંડવો તે સાંજે કૌરવોની છાવણીનો કબજો લઇ સુખનિદ્રાની પહેલી રાત્રિ આનંદમાં ગાળવા માટે ઓઘવતી

નદીના કિનારા ઉપર પહોંચ્યા. ઠંડો મધુર પવન ખાતા ખાતા સૌ નિદ્રાવશ થઈ ગયા, આજે કોણ જાણે કેટલાય દિવસ પછી તેમણે સુખની નિદ્રા લીધી હતી.

પણ એ ચારપાંચ કલાકની સુખની નિદ્રાનો વ્યાજ સાથે હિસાબ આપવો પડે એવી વેતરણ એ જ સાંજે થઈ ચૂકી હતી.

દુર્યોધન પડ્યો એ સમાચાર જ્યારે ચારે તરફ ફેલાયા ત્યારે પાંડવપક્ષના રહ્યાસહ્યા સૈનિકોને લાગ્યું કે હવે યુદ્ધ ખરેખરું પતી ગયું છે. કૌરવપક્ષના અશ્વત્થામા કૃપાચાર્ય અને કૃતવર્મા, તરત દુર્યોધન પડ્યો હતો ત્યાં આવ્યા. ધુળથી રગદોળાયેલો અને માંસાહારી પ્રાણીઓથી વિંટાયેલો દુર્યોધન અશક્ત બનીને ભૂમિ પર પડ્યો હતો.

'મહારાજ! સજળનેને અશ્વત્થામાએ કહ્યું: 'હું મારા મામા કૃપાચાર્ય, અને કૃતવર્મા તમને મળવા આવ્યા છીએ.'

કપાળ ઉપર આવેલાં વાળનાં ગુચ્છાં ખસેડીને દુર્યોધને આંખ ઉઘાડી. પોતાના ત્રણ વિશ્વાસુ મિત્રોને સામે ઉભેલા જોયા.

"ભાઇઓ!–તમે આવ્યા? ભલે આવ્યા, પણ મારી આ દુર્દશા જોઇને તમે રડતા નહિ. મને પ્રયત્ન કર્યાનો ઉંડો સંતોષ અત્યારે પણ આનંદ આપે છે. મેં મારાથી થાય તે સઘળું કર્યું."

"દૈવ જ આપણી વિરુદ્ધ હતું' કૃપાચાર્ય બોલ્યા.

"મામા! હજી પણ તમે દૈવમાં માનો છો?–આપણી વિરુદ્ધ કોઈ ન હતું. આપણી વિરુદ્ધ કપટનું યુદ્ધ હતું."

"એ જ વાત સાચી છે. ભીષ્મ દ્રોણ કર્ણ સૌ કપટથી પડ્યા: પણ તેમાં યે ધરમની ધજા બાંધીને ફરનારો પેલો યુધિષ્ઠિર જે રમત રમી ગયો એ વાત સંભારતાં મારાં તો રુવાં જ ખડાં થઇ જાય છે. મને લાગે છે–" દુર્યોધનને બોલતાં થાક ચડ્યો એટલે શાંત પડી રહ્યો. પણ તેના શબ્દોએ ધારેલી અસર કરી.

અશ્વત્થામાના નયનની સમક્ષ પ્રેમસ્વરુપ પિતાની મૂર્તિ ખડી થઈ ગઇ. એનું અંતર ઉંડું ઉંડું ઉતરી ગયું. પાંડવોને જે પ્રેમથી દ્રોણ વિદ્યા આપતા તે સઘળું એને સાંભરી આવ્યું. આવા પ્રેમનો આવો ભયંકર વિશ્વાસઘાત!–બીજી તરફ દુર્યોધનની વિહ્‌વળતા જોઇ તેનું મન ક્રોધથી પ્રજવલી ઉઠ્યું. દૂર દૂરથી ઉતરતાં અંધારાં એણે જોયાં. સ્યમંતક ક્ષેત્રને અંધાર પછેડામાં વિંટાઈને ઉભેલું જોતાં જ એના મનમાં રાત્રિના પડછાયા જેવો એક ભયંકર વિચાર આવ્યો: હું આ વિશ્વાસઘાતનું વેર નહિ લઉં ?–અને વેર લેવું છે તો દુર્યોધન જીવતાં જ શા માટે ન લેવું ?"

એણે દર્દ ભર્યા ધ્રુજતે અવાજે કહ્યું: 'રાજન!–મારી અને પાંચાલ–પાંડવોની વચ્ચે મારા પિતાનું લોહી નીગળતું શબ પડ્યું છે. તેમજ તમારી આ દુર્દશા જોઈને મને કાંઇ કાંઇ થઈ જાય છે. હું જીવતો છું ત્યાં સુધીમાં આનું વેર ન લઉં તો મારો રૌરવ નરકમાં વાસ થજો. હું શપથ લઉં છું, કે આવતી કાલનો સૂર્ય ઉગે તે પહેલાં પૃથ્વીમાંથી પાંડવો અને પાંચાલોનો નાશ થવો જ જોઇએ. મહરાજ! તમે મને તેમ કરવાની રજા આપો'

દુર્યોધનનાં નેત્ર હસી રહ્યાં. તેના અંતરમાં પ્રસન્નતા છવાઇ ગઈ. પણ તે મોટેથી બોલ્યો: "ગુરુપુત્ર ! તમે એકલા છો, એ અનેક છે. વળી પુરૂષાર્થથી શક્ય હતું તે સઘળું આપણે કરી ચૂક્યા છીએ. તમે હવે જે કરશો તે તો પુરુષાર્થની ટોચ થશે. હું એમાં મારી અનુમતિ આપું છું. આચાર્ય તમે જલદી જલદી જઇને એક કળશમાં પાણી લાવી અશ્વત્થામાનો સેનાપતિ પદે અભિષેક કરો."

કૃપાચાર્ય જળ લાવ્યા. અશ્વત્થામા, પડેલા દુર્યોધનનો છેલ્લો સેનાપતિ બન્યો. દુર્યોધનને મળી ભેટી તરત એ ત્યાંથી ચાલી નીકળ્યો. સૈન્યમાં તો ત્રણ જણા જ હતા. બે સૈનિકો અને એક સેનાપતિ પોતે.

તે રાત્રે પાંડવો તો કૃષ્ણ અને સાત્યકિ સાથે ઓઘવતી નદીના કિનારા ઉપર ઠંડો પવન લેતા પડયા હતા. પણ ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંચાલ યોદ્ધાઓ, અને યુદ્ધમાંથી બચેલાં સર્વ રાજાઓ તેમ જ પાંચાલીના પુત્રો પાંડવોના શિબિરમાં જ સૂતા હતા.

રાત્રિનો બરાબર અમલ જામી જાય ત્યાં સુધી ગુપ્ત રહેવા માટે ત્રણે જણાએ એક જંગલમાં પ્રવેશ કર્યો: હજી તેમને કાને પાંડવોના રથનો ધ્વનિ આવતો હતો, જયનાદો સંભળાતા હતા, અને શંખધ્વનિનો અવાજ આવતો હતો. જંગલમાં હજી વધારે દૂર જઈએ તો જ આ ધ્વનિ પણ સંભળાય નહિ, એમ ધારી તેઓ જંગલમાં ને જંગલમાં આગળ વધ્યા.

એક વિશાળ વડના ઝાડ નીચે જઈ ત્રણે જણા નિરાંતે

ગયા, ત્યારે મેં વિચાર કર્યો કે લીધી પ્રતિજ્ઞા હવે શી રીતે પાર પાડવી. ? એટલામાં એક ગુરુ મળી ગયો.'

'હું !'

'હા. તમે સુતા પણ મને તો નિંદર આવી જ નથી. આટલે દૂર પણ પાંચાલોના જયનાદો સંભળાતા હતા.'

'પણ તને ગુરુ કોણ મળ્યો એ વાત તો કહે. કોણ નારદજી હતા ? કે વેદવ્યાસ હતા ? કે સાક્ષાત શંકર પોતે હતા?'

'ના ભાઈ ના. મારે તો એવા ગુરુનો હવે ખપ પણ નથી. હું તો નરકની તૈયારી કરીને જ બેઠો છું. મને ગુરુ મળ્યા છે તે તો પેલા આમલીના ઝાડ ઉપર રહે છે.' અશ્વત્થામાએ દૂર અંધારામાં ઉભેલું આમલીનું ઠુંઠું દેખાડ્યું.

"કોઇ ભૂત હતું ?'–કોઈ યોદ્ધો અવગતે ગયો હોય."–

"યોદ્ધા ક્યાંય અવગતે ગયા સાંભળ્યા છે ?–મારા ગુરુનું નામ તો ઘૂવડ. પેલા આમલીના ઝાડ ઉપર રહે છે.'

'હેં ! ઘૂવડ તારો ગુરુ !–આચાર્ય દ્રોણપુત્રને મળી મળીને આવો ગુરુ મળ્યો.'

'સાંભળો તો ખરા. તમે સુઇ ગયા. પછી મેં તો વૈરશુદ્ધિના જ વિચાર કર્યા. એટલામાં આ વિશાળ વડની ડાળીઓ ઉપર 'કા કા' થઈ રહ્યું. ઉપર જોઉં છું તો કાળું પીળી આંખોવાળું ઘૂવડ, સૂતેલા કાગડાઓને હણી રહ્યું હતું. એક અચોલીયું તો આ પડ્યું તમારા પગની પાસે જૂઓ. ને ત્યાં પીંછાં પણ વેરણછેરણ પડ્યાં છે. ઘૂવડે વેર લીધું ને મને પણ શીખવાડી દીધું કે બચ્ચા ! વેર લેવું હોય તો વેર આમ લેવાય. બોલો આ મારો ગુરુ ખરો કે નહિ ?'

બેઠા. કુરુ પાંડવના ભયંકર સંહારની કરુણકથા કરતા કરતા કૃતવર્મા ને કૃપાચાર્ય તો, પવનની મીઠી લહેરખી આવવાથી સૂઈ ગયા.

એમ થોડીવાર સૂતા હશે ત્યાં અશ્વત્થામાએ તેમને જગાડયા.

'મામા! બેઠા થાઓ, બેઠા. આપણે માથે હજી ભારે જવાબદારી છે!'

કૃપાચાર્ય આળસ મરડીને બેઠા થયાઃ 'હજી તું જાગે છે?'

'અહીં તો ઉંઘ જ કોને આવી છે? કેટલી ઘટિકા રાત્રિ ગઈ હશે?'

'લાગે છે બેએક પ્રહર ગઈ લાગે છે'

'મામા! મેં તો વિચાર કરી નાખ્યો છે. રૌરવ નરક કાલે મળતું હોય તો ભલે આજ મળે પણ પાંચાલોને તો હણી નાખવા.'

'એ તો તારી વાત જાણે ઠીક. પણ શી રીતે?' એની પડખે અર્જુન ઉભો છે, ભીમ છે, સાત્યકિ છે, કૃષ્ણ છે, અને આપણે શી રીતે હણી શકીએ?'

એટલામાં વાતોનો અવાજ સાંભળીને કૃતવર્મા પણ બેઠા થયાઃ

'શાની વાત કરો છો?'

'પાંચાલને હણવાની. હું મારા મામાને કહેતો હતો કે પાંચાલોને હણ્યા વિના મને શાંતિ નહિ વળે. તમે સૂઈ

ગયા, ત્યારે મેં વિચાર કર્યો કે લીધી પ્રતિજ્ઞા હવે શી રીતે પાર પાડવી. ? એટલામાં એક ગુરુ મળી ગયો.'

'હેં!'

'હા. તમે સુતા પણ મને તો નિંદર આવી જ નથી. આટલે દૂર પણ પાંચાલોના જયનાદો સંભળાતા હતા.'

'પણ તને ગુરુ કોણ મળ્યો એ વાત તો કહે. કોણ નારદજી હતા? કે વેદવ્યાસ હતા? કે સાક્ષાત શંકર પોતે હતા?'

'ના ભાઈ ના. મારે તો એવા ગુરુનો હવે ખપ પણ નથી. હું તો નરકની તૈયારી કરીને જ બેઠો છું. મને ગુરુ મળ્યા છે તે તો પેલા આમલીના ઝાડ ઉપર રહે છે.' અશ્વત્થામાએ દૂર અંધારામાં ઉભેલું આમલીનું ઠુંઠું દેખાડયું.

"કોઇ ભૂત હતું?'-કોઈ યોદ્ધો અવગતે ગયો હોય."-

"યોદ્ધા ક્યાંય અવગતે ગયા સાંભળ્યા છે?-મારા ગુરુનું નામ તો ઘૂવડ. પેલા આમલીના ઝાડ ઉપર રહે છે.'

'હેં! ઘૂવડ તારો ગુરુ!-આચાર્ય દ્રોણપુત્રને મળી મળીને આવો ગુરુ મળ્યો.'

'સાંભળો તો ખરા. તમે સુઇ ગયા. પછી મેં તો વૈરશુદ્ધિના જ વિચાર કર્યા. એટલામાં આ વિશાળ વડની ડાળીઓ ઉપર 'કા કા' થઈ રહ્યું. ઉપર જોઉં છું તો કાળું પીળી આંખોવાળું ઘૂવડ, સૂતેલા કાગડાઓને હણી રહ્યું હતું. એક બચોલીયું તો આ પડયું તમારા પગની પાસે જૂઓ. ને ત્યાં પીંછાં પણ વેરણછેરણ પડયાં છે. ઘૂવડે વેર લીધું ને મને પણ શીખવાડી દીધું કે બચ્ચા! વેર લેવું હોય તો વેર આમ લેવાય. બોલો આ મારો ગુરુ ખરો કે નહિ?'

કૃતવર્મા અને કૃપાચાર્ય એક બીજાની સામે મુંગા મુંગા જોઈ રહ્યા. ભારતના યુદ્ધમાં ઘણાએ અધર્મ થયા હશે પણ એ સૌને ટપી જાય એવો અધર્મ આચાર્યપુત્રના વિચારમાં હતો.

"ભાઈ! અશ્વત્થામા !–તારી બુદ્ધિ વેરના વિચારથી ઘેરાઇ ગઈ છે. તું જે રસ્તો બતાવે છે તે ખોટો છે."

"ત્યારે સાચો રસ્તો તમે બતાવો !'

"આપણે ત્રણે મળીને કાલે સવારે સામે પગલે જેટલા પાંચાલોને હણી શકાય તેટલાને હણી નાખીએ. જય તો આપણને ન મળે તો કાંઇ નહિ. પણ છેવટ સુધી લડતાં લડતાં મરીશું એ જ આપણો જય."

'મામા ! એ તમારી વાત સાચી છે. પણ આપણે જે દુશ્મનોને હણવા છે તે કાંઈ ધર્મયુદ્ધમાં સમજતા નથી. ધર્મયુદ્ધમાં સમજતા હોય તો કાંઈ તમે તમારી સગી આંખે જોયું તેમ, જે શસ્ત્ર તજી ઋષિમુનિની માફક બ્રહ્મચિંતન કરતા હતા, તે દ્રોણને ધૃષ્ટદ્યુમ્ન હણે ખરો ?–અને જેને પોતાના પુત્ર કરતાં પણ અધિક માનીને વિદ્યા આપી હતી તે અર્જુન આ અધર્મ સાંખે ખરો ?–અને પેલી ધર્મની પુંછડી યુધિષ્ઠિર–વિશ્વાસઘાત કરે ખરો ?–નિશસ્ત્ર: વળી બ્રાહ્મણ, અને વળી ગુરુ, એના પ્રત્યે આ અધર્મ. જ્યાં સુધી એ લોહી નીગળતું પિતાનું શબ હું દેખું છું ત્યાં સુધી મને વૈરના માર્ગમાંથી ઇંદ્ર અને યમ પણ ચળાવી નહિ શકે.'

આટલું બોલીને અશ્વત્થામા ત્યાંથી ચાલ્યો ગયો. અને થોડીવારમાં રથ સજ્જ કરીને મામા પાસે આવ્યો.

'મામા! લ્યો હવે અશ્વત્થામાને ન દેખો તો મન વાળજો કે આચાર્યની સાથે એ પણ ગયો!'

'પણ ભાઈ! અમે સુખમાં અને દુઃખમાં તારી સાથે રહ્યા છીએ. અને આ પાપમાં પણ સાથે જ રહેવાના છીએ.'

'ત્યારે તૈયાર થાઓ, ખોટી થવાની વાત નથી. કવચ પહેરી લ્યો. ધનુષ અને તલવાર સજી લ્યો અને બેસી જાઓ આ રથમાં.'

'અશ્વત્થામા! એક છેલ્લી વાત કહી લઉં. આ તારું ઘોર કર્મ તને કીડા પતંગિયાનો અવતાર લેવરાશે!'

દિશાઓને ભરી દેતું ભયંકર અટ્ટહાસ્ય સંભળાયું: "મામા! આજથી ઉગ્રવેગવાળા, અને વૈરશુદ્ધિમાં જ માનનારા જુવાનોને માટે હું એક નવો જ માર્ગ સ્થાપું છું. હું કીડો થઈશ એમ તમે કહો છો નાં? હું કીડો તો શું પણ ઢેકું થઈને કેમ રહેતો નથી? મને એની દરકાર નથી. હું તો એક જ ધ્યેયને અત્યારે ઓળખું છું. પિતાનું લોહી નીગળતું શબ. એને હણનારાએ યુદ્ધ નથી કર્યું પણ કેવળ પશુનો જ ધર્મ બજાવ્યો છે. માટે હું પણ તેની સાથે યુદ્ધ કરી એને યુદ્ધમાં મારવા–મરવાનો ક્ષત્રિયધર્મ બજાવવા નહિ દઉં. હું એને ઉંઘમાં ને ઉંઘમાં હણીશ. હું સૌને સુતાં હણીશ. યુદ્ધની તક નહિ આપું. યુદ્ધ તો વીરપુરુષ માટે છે."

ભયંકર રાત્રિમાં ત્રણે જણા મુંગા મુંગા ચાલી નીકળ્યા. કૃપાચાર્ય અને કૃતવર્મા છાવણીના મુખ્યદ્વાર પર ઉભા રહ્યા. અને અશ્વત્થામા એકલા અંદર ગયા. અંદર સઘળે ઘોર શાંતિ હતી. યુદ્ધ પૂરું થયાથી સર્વે નિરાંતે જેમ આવે

તેમ સુઈ ગયા હતા. હથિયાર વિનાના મહારથીઓ નાના બાળકની માફક જ્યાં ઠીક પડે ત્યાં પડયા પડયા ઉંઘતા હતા.

અશ્વત્થામાએ સીધો ધૃષ્ટદ્યુમ્નના તંબુનો માર્ગ લીધો. મોટા પલંગ ઉપર રેશમી ગાદલું બિછાવીને ધૃષ્ટદ્યુમ્ન નિરાંતે સુતો હતો. ઉત્તમ પ્રકારના સુવાસિક તેલોથી અને સુગંધી પદાર્થોથી આખો તંબુ મહેકમહેક થઇ રહ્યો હતો.

અશ્વત્થામાએ તેને પાટુ મારીને જગાડયો. જાગતાં જ તેણે શય્યામાંથી બેઠા થવા પ્રયત્ન કર્યો. પણ તે પહેલાં જ અશ્વત્થામાએ એને ચોટલી પકડીને પૃથ્વી પર પછાડયો. અને તેના ઉપર પોતે ચડી બેઠો.

અશ્વત્થામાએ તેને શસ્ત્ર વિના ગુંગળાવીને જ મારવા માંડયો. 'આચાર્યપુત્ર !–ધૃષ્ટદ્યુમ્ને કહ્યું 'તું મને શસ્ત્રથી મારી નાખ. મને યુદ્ધમાં મરવા દે.'

'ચાંડાલોને–મિત્રઘાતીને અને ગુરુઘાતીને–શસ્ત્રથી ન મરાય. એને તો પશુની માફક જ મારવાના છે. ધૃષ્ટદ્યુમ્ન ! આજે જ હવે પાંચાલોનું અને દ્રોણનું વેર પૂરું થાય છે.'

ધૃષ્ટદ્યુમ્નના કોલાહલથી છાવણી જાગ્રત થવા લાગી. પણ અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નને હણી તરત રથમાં બેસી છાવણીમાં ઘુસવા માંડયું. જે હાથ આવે તે મર્યું જ છે. વિરાટના યોદ્ધાઓ હણાઈ ગયા. બીજા અનેક મહારથીઓ પડયા. શિખંડીને તો જનોઈવઢ કાપી નાખ્યો.

આખી છાવણીમાં 'રાક્ષસ આવ્યો છે !' 'ભૂત આવ્યું છે !' એવા પોકાર થવા લાગ્યા. છાવણીમાંથી નાસવાનો યત્ન કરનારાઓને કૃપા–કૃતવર્માએ પૂરા કર્યા.

લોહીસ્નાન કરીને ભયંકર બનેલા અશ્વત્થામાનો દેખાવ મૂઢ વૈરની જ મૂર્તિ જેવો બની ગયો.

ચારે તરફ કોલાહલ થઇ રહ્યો: ‘ ભાગો ભાગો કાળ-રાત્રિ આવી છે ’

આ વખતે છાવણીના એક ભાગમાં એક કૃષ્ણવર્ણની ભયંકર સ્ત્રી જાણે ઉત્સવ હોય તેમ ગાઈ રહી હતી.

‘ આ કોણ ?’ ‘ આ કોણ ?’ ના અવાજોથી આકાશ ઘેરાઈ ગયું. ‘ આપણો કોણ દુશ્મન છે ? આપણને કોણ મારે છે ? મારો ! મારો ! ને ‘ભાગો’ ના અવાજોથી છાવણી ભયંકર બનવા લાગી.

એ જ વખતે છાવણી સળગી ઉઠી. કૃપાચાર્યે અને કૃત-વર્માએ ત્રણ તરફથી છાવણીને સળગાવી હતી. અગ્નિના ભયં-કર ભડકાથી આખો પ્રદેશ જળાંજળાં થઇ ગયો. લોહી માંસ અને મેદનો કીચડ જામી ગયો. ડોકા વિનાનાં શબ રખડતાં દેખાવા લાગ્યાં. અને છાવણીનું રુપ એવું ભયંકર બની ગયું કે મોટા મોટા મહારથીઓનાં પણ અંતઃકરણ ધ્રૂજવા લાગ્યાં.

પેલી કાળી સ્ત્રી છાવણીનો આ દેખાવ જોતાં જ ભારે ઉત્સાહથી હસવા મંડી. એના શરીર ઉપર ચોપડેલું રાતું ચંદન ચળક ચળક થવા માંડયું. તેણે રાતા ફુલની માળા પહેરી હતી. રાતાં વસ્ત્રો પહેર્યાં હતાં. રાતું ચંદન ચોપડેલું હતું. એનો દેખાવ અત્યારે ભયંકર બની ગયો હતો. એને જોતાં જ છાવણીમાંના કેટલાય સૈનિકો બીકના માર્યા ધ્રૂજવા લાગ્યા: ‘આ પેલી ભયંકર સ્ત્રી ! જ્યાં જ્યાં એ જાય છે ત્યાં ભયંકર સંહાર જામે છે !’–અને એટલામાં તો સોનાની તલવાર લઈને રથમાં ચડી ઘૂમતા અશ્વત્થામા પણ દેખાયા !

'યુધિષ્ઠિર! ધર્મથી તમે જીતેલી પૃથ્વી હવે તમારૂં રક્ષણ માગી રહી છે. હસ્તિનાપુરમાં પ્રજાજનો તમારી રાહ જુએ છે. આવતી કાલે જ પ્રયાણની તૈયારી કરો. મુહૂર્ત પણ ઉત્તમ છે.' ઉત્તરમાં જરાક ફિક્કું હાસ્ય અને એક ઉષ્ણ નિઃશ્વાસ સંભળાયાં.

'હા, હવે યુદ્ધ પૂરૂં થયું. મહારાજ યુધિષ્ઠિરને ધર્મથી વિજય મળ્યો. શ્રાદ્ધાદિક ક્રિયાથી પણ પરવાર્યા. ભગવતી ગંગાના તટ પર ઠંડીની ચમકારી પણ જાસતી આવે છે. વળી કાલનું મુહૂર્ત ઉત્તમ છે.' એક બીજા આશ્રિત બ્રાહ્મણે કહ્યું અને શ્રીકૃષ્ણ સામે જોયું.

પણ કૃષ્ણ શાના બોલે? યુધિષ્ઠિરના હાડોહાડમાં વ્યાપી ગએલો ક્ષત્રિયધર્મ પ્રત્યેનો ધિક્કાર આવી વાતોથી કાંઈ ટળે? એની શી માત્રા છે તેનો જ કૃષ્ણ તો વિચાર કરી રહ્યા હતા.

એટલામાં યુધિષ્ઠિર બોલ્યાઃ 'મુનિવરો! માફ કરજો. પણ 'ધર્મથી મળેલો વિજય' એ તમારાં વચને તો મારા મર્મ છેદી નાખ્યા છે. કર્ણનું બાણ પણ આટલું મર્મચ્છેદી ન હતું.'

યુધિષ્ઠિરની આંખમાંથી દેખાય તેવડાં બે મોટાં આંસુ ખરી પડયાં. મહારથી કર્ણનું સ્મરણ થતાં, પુરુષાતનની પ્રતિમા જેવો, કૌરવસભાને બેદરકારી ભરેલા અટ્ટહાસ્યથી ગજાવનારો, પાંચે પાંડવને પાંચ આંગળીઓ જેવા ગણનારો, અભિમાની અને અવિવેકી, પણ અડગ ઉદાર અને સ્વાવલંબી કર્ણ તેમની સમક્ષ ખડો થઈ ગયો. તેમની ભીની આંખ

ગંગાનો તટ માપીને પાછી ફરી, ત્યારે સ્ત્રીસભામાં બેઠેલાં કુંતી ઉપર એક ક્ષણભર ટકી. બોલ્યા વિના જ જાણે કુંતીમાં યુધિષ્ઠિરનો ઠપકો સમજી ગયાં. તેમનું મન ગભરાઈ ગયું, આંખો પૃથ્વી પર ઢળી ગઈ અને બીકણ સસલીની માફક તે ધ્રૂજવા લાગ્યાં. પણ બીજી જ ક્ષણે તેમણે શ્રી કૃષ્ણનો ખોંખારો સાંભળ્યો, અને તેમને જરાક હિંમત આવી.

'આ અર્જુને અને અમે કર્ણને માર્યો,–અમારા જ ભાઇને. હવે અમે શું મોં લઇને ભાઈના લોહીથી નીગળતી રાજલક્ષ્મી ભોગવીએ ? સિંહાસન ઉપર તો મખમલના લાલ ગાલીચાને બદલે વડીલ બંધુ નરસિંહ કર્ણના લોહીની પથારી પડી છે.' યુધિષ્ઠિર બોલવા લાગ્યા: 'રાજમુગટમાં હીરાને ઠેકાણે અમારા કલંકના અંગારા દેખાય છે. જેણે ખોળામાં રમાડ્યા, ઉછેર્યા ને મોટા કર્યા, તે ભીષ્મ તો હજી લોહીનીતરતી શય્યામાં સૂતા છે. 'नरो वा कुंजरो वा' જેવાં અસત્ય વેણ વદીને ગુરુ દ્રોણને હણ્યા. અને એ ભયંકર વિશ્વાસઘાતે તો દ્રૌપદીને પુત્રહીન બનાવી દીધી. મને આ વિજય લાગતો નથી. આના કરતાં પરાજયમાં વધારે શું થવાનું હતું ? લોહીથી છંટાએલી ભૂમિ ઉપર મારે રાજ કરવું નથી, અને લોહીથી ખરડાએલા વૈભવો પણ મારે ભોગવવા નથી. હું તો અનશન વ્રત કરી ગંગાના કિનારા ઉપર મારો દેહ છોડું એમાં જ મારૂં શ્રેય છે. તમે સૌ હસ્તિનાપુર જાઓ અને અર્જુનનો રાજ્યાભિષેક કરો. હું મારો દેહ આ સ્થળે જ પાડવાનો છું.'

યુધિષ્ઠિરનાં વચન સાંભળી સૌનાં મોં સિવાઇ ગયાં.

ખરી વાત હતી કે પાંડવો વિજય પામ્યા હતા; પણ એ વિજય પરાજય જેવો જ હતો. વિજય ભોગવવાનો ઉત્સાહ ઓસરી ગયો હતો; વિજયનો ગર્વ ગળી ગયો હતો; વિજયનો આનંદ ઉડી ગયો હતો. જેમની હાજરીથી હસ્તિનાપુર ભર્યુંભર્યું લાગતું, જેમના ઘોડાના થનથનાટથી હસ્તિનાપુર ગાજી ઉઠતું, જેમના વાતાવરણથી જ વસ્તુમાં રંગ આવતો, તે મહારથી કર્ણ, દુર્યોધન, દુઃશાસન સૌ રણભૂમિમાં પડયા હતા; ગુરુ દ્રોણ અને પિતામહ ગયા હતા, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ, વિરાટ કોઇ ન હતા. સોળ વર્ષનો અભિમન્યુ, જેને જોઇને સૌની આંખ ઠરતી તે પણ ક્યાં હતો? સંહાર એવો ભયંકર હતો કે વિજય અથવા પરાજય જોવાને બદલે યુધિષ્ઠિર માત્ર કુલક્ષય જોઇ રહ્યા હતા.

અર્જુન જરાક ઊંચો થયો; પાસેની તલવાર સરખી મૂકી, એક ખોંખારો ખાધો અને યુધિષ્ઠિરની સામે જોઇને બોલી ઉઠ્યો 'મહારાજ! આપણે કંઇ સજ્જનતા બતાવી નથી કે આજે તમે યુદ્ધના પરિણામ ઉપર અશ્રુપાત કરો છો? આપણે આર્ય સુજનતા* બતાવી. દુર્યોધનને સમજાવ્યો, વીનવણી કરી, અપમાન સહી લીધાં, થાય તે સઘળું કર્યું. સમાધાનીની છેલ્લામાં છેલ્લી તકને ઝડપવાને આપણે તૈયાર જ હતા. પરંતુ જ્યારે સ્વમાન ભરી સમાધાની થવાનો સંભવ જ ન રહે ત્યારે ક્ષત્રિયનો ચોખ્ખો ધર્મ છે કે કાપવું અથવા

---

* 'આર્ય સુજનતા દૈન્ય ગણી તો યુદ્ધ એ જ યુગધર્મ'

—કવિ નાનાલાલ

કપાઈ જવું; શત્રુને હણી નાખવો અથવા હણાઇ જવું. આપણે ક્ષત્રિયધર્મ જ પાળ્યો છે!'

પ્રશંસા ભરેલી અનેક આંખો અર્જુન તરફ ફરી. કુરુક્ષેત્ર ઉપર પોતે સમજાવેલો ક્ષત્રિયધર્મ અર્જુનને બરાબર સમજાઇ ગયો છે એ જોઈને શ્રીકૃષ્ણનાં નેત્ર પણ હસી રહ્યાં. હવે યુધિષ્ઠિર શો જવાબ આપે છે તેની જ સૌ રાહ જોતાં હતાં. એટલામાં કુંતી માતા બોલી ઊઠયાં: 'યુધિષ્ઠિર! કર્ણને માટે તને આટલો બધો શોક થાય છે; કર્ણને સમજાવવામાં અમે બાકી રાખી નથી. એ વીર પુરુષ હતો અને એનું વીર મૃત્યુ થયું છે એમાં હવે શોક શાનો? કર્ણે યુદ્ધની અગાઉ સ્પષ્ટ કહ્યું હતું કે હું રણક્ષેત્ર ઉપર હવે દુર્યોધનનો ત્યાગ કરૂં તો અનાર્ય, ક્રૂર ને કૃતઘ્ની બનું.'

યુધિષ્ઠિર બોલ્યા: 'પણ મા! જેને જીવનભર 'તું નીચ કુળનો છે' એવાં મેણાંથી વીંધી રહ્યા હતા, જેણે એકાંતમાં 'મારી મા-મારી મા કોણ હશે?' એમ હૃદયફાટ રુદન કર્યું હતું, જેણે એક પણ અકસ્માત અને વિધિનો એક પણ અક્ષર પોતા માટે કદિ ઇચ્છયો જ ન હતો, અને જેણે 'પુરુષાર્થ'ની જ ધૂન નિરંતર મચાવી હતી, તે કર્ણ અમારો વડીલ ભાઇ છે એટલી ખબરથી જ આ ભયંકર સંહાર અટકી પડત, એ વિચાર જ્યારે જ્યારે મને આવે છે ત્યારે ત્યારે મારો શોક મને બાળીને ભસ્મ કરી નાંખે છે. તમે માત્ર એટલું જ જણાવી દીધું હોત! પેલા પરીક્ષાના દિવસે અર્જુનના સમોવડીઆ કર્ણને જોઇને તમે એટલું

બોલ્યાં હોત કે એ પણ મારો પુત્ર છે, તો કેટલો બધો વિનાશ અટકી પડત ! જ્યારે જ્યારે હું કર્ણનાં ચરણ જોતો ત્યારે ત્યારે એ ચરણ મને તમારા જેવાં જ લાગતાં હતાં. મને ઘણીવાર થઈ આવતું કે તમને પૂછું; પણ એ પૂછવાનું રહી જતું. તમે કહેવાનું કહ્યું નહિ. આટલી સાદી સમજણ વાપરતાં જે સંહાર અટકી શકત તેનો વિચાર તો કરો ! એક નાના બાળકને તમે તજ્યું હશે,—કોઇ ઘોર અંધારી રાતે. એના એક જ ઉષ્ણ નિઃશ્વાસથી આ કુરુકુળ હતું ન હતું થઇ ગયું !'

'પણ મોટા ભાઇ ! આજ હવે એનું શું છે ? તમે જ વિચાર કરો ને, કે તમે જુગાર રમવા બેઠા ન હોત, તમે દ્રૌપદી હોડમાં મૂકી ન હોત, તમે વારંવાર ભૂલ કરી તે કરી ન હોત, તો આ યુદ્ધનો જન્મ જ થાત ખરો ? હવે તો તમે જે ભૂલો કરી છે તેનું પ્રાયશ્ચિત કરવા માટે રાજલક્ષ્મી સ્વીકારો, એટલે ખાઇપીને અમે યુદ્ધનો થાક ઉતારીએ.'

બોલનાર ભીમ હતો. એનાં કડવાં પણ સાચાં વેણથી યુધિષ્ઠિરનું મોં લેવાઇ ગયું. એનાં મશ્કરી ભર્યાં વચનથી સભા પણ સ્તબ્ધ બની તેની સામે જોઇ રહી.

'મારે લીધે તમે એટલું સહન કર્યું છે અને આ સંહારના મૂળમાં પણ હું જ છું એ ભયંકર દોષનું પ્રાયશ્ચિત્ત કરવા તો હું અહીં દેહ ગાળવાનો નિશ્ચય કરૂં છું. તમે જાઓ, રાજલક્ષ્મી ભોગવો, આનંદ કરો, પણ મને તીવ્ર વેદના થઇ રહી છે એ વેદના તો માત્ર મારા મરણથી જ શાંત થશે.'

બધાને સંવાદ પર ને ચર્ચા પર ચડેલા જોઈ શ્રીકૃષ્ણ જરા મૂછમાં હસ્યા. યુધિષ્ઠિરનો સ્વભાવ તે બરાબર ઓળખી ગયા હતા. અત્યારે એના અંતઃકરણમાં કુરુકુળનો ક્ષય શલ્યની પેઠે સાલતો હતો.

'મહારાજ! હવે તો નરશાર્દૂલ જ બનો. તમારા ભાઈઓએ પરાક્રમ કરીને પૃથ્વી મેળવી છે તેને ભોગવો. હવે તમારી મૂર્ખાઈથી હાથ આવેલી રાજલક્ષ્મી ઠેલશો તો દુનિયા તમારી હાંસી કરશે. તમારી હાંસી દર વખત થતી આવી છે. જુગાર રમ્યા તો તેમાં હાર્યા; કૌરવોને હાથે અન્યાય પામ્યા ત્યારે સહન કર્યું; યુદ્ધ કર્યું ને જીત્યા તો સંન્યાસી થયા. આમાં તો મહારાજ, તમારી, મશ્કરી થાય છે.'

દ્રૌપદીએ તક જોઈને બરાબર ઘા માર્યો હતો: 'રાજલક્ષ્મીની આવી મશ્કરી કરવી તમને છાજતી નથી. રાજલક્ષ્મી તમારા પુરુષાર્થને વરી છે, તો હવે એનો સદુપયોગ કરો.'

પણ યુધિષ્ઠિરનું ચિત્ત તો ધીમે ધીમે વધારે ને વધારે ત્યાગ તરફ ધપતું હતું. તેને શૂન્ય જેવા હસ્તિનાપુરમાં પ્રવેશ કરવાની ઈચ્છા નહોતી.

સૌને શાંત થએલા જોઈ શ્રીકૃષ્ણે કહ્યું: 'રાજન્! તમને જનસમૂહથી ખળભળાટ પામતું યુદ્ધક્ષેત્ર અત્યારે સાંભરતું હશે. કેટલા બધા હણાઈ ગયા અને પૃથ્વી કેવી શૂન્ય થઈ ગઈ એ સાંભરે છે?—ગુરુ દ્રોણ, ભીષ્મ, કર્ણ, દુર્યોધન, દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ એ સૌ વીર પુરુષો

સાંભરે છે કાં ? પણ રાજન્ ! આ પૃથ્વીએ તો એવા અનેક વીર પુરુષો જોઈ કાઢયા છે અને હજી એવા અનેક જોઇ કાઢશે આ પૃથ્વીને આવું પરાક્રમ, આવા પુરુષો કે આવું યુદ્ધ એ કાંઇ નવી વાત નથી. તમારો અર્જુન કે તમારો કર્ણ, એ વિશ્વસંકલનાના હિસાબે એક બિંદુ માત્ર પણ નથી. એમના જવાથી વિશ્વની એક પણ કડી ખંડિત થવાની નથી. એટલે તો તમે જે ગયા તેનો શોક છોડી દો. તમે જે યુદ્ધ કર્યું તે ધર્મયુદ્ધ હતું. તમે યુદ્ધ ન કર્યું હોત તો તેથી તમારી મહત્તા વધવાની તો નહોતી જ. મહારાજ ! આ સંસાર અને સંગ્રામ એક સરખાં છે. મનુષ્યે કર્તવ્ય સ્વીકાર્યું છે તે કર્તવ્ય જો તે બરાબર જાણે તો તે સંગ્રામ જીતી ગયો. સંગ્રામના જયપરાજયથી વ્યક્તિનો જયપરાજય માપી શકાય જ નહિ. જે મનુષ્યે કરવા યોગ્ય સઘળું કર્યું તે આખી લડાઇ ખતમ થઇ જાય ને તેના પક્ષના સૌ ખપી જાય, છતાં જીત્યા જ કહેવાય.'

યુધિષ્ઠિરના અંતઃકરણમાં કાંઇક અજવાળું થતું હોય તેમ લાગ્યું. અત્યાર સુધી આ સંહારધર્મનો સઘળો ભાર પોતે એકલા જ વેઠી રહ્યા હતા તેમાં કાંઇક ભૂલ થતી લાગી. પોતાને આછુંઆછું કાંઇક સમજાયું કે હસ્તિનાપુરના ભવ્ય વીર પુરુષો વૃદ્ધ પૃથ્વીને કાંઇ હિસાબમાં પણ નહોતા ને પોતાને થતો શોક શુદ્ધ વૈરાગ્યની નિશાનીને બદલે કુટુંબમોહનો જ ફણગો હતો.

એટલામાં તો કૃષ્ણે આગળ ચલાવ્યું. હવે તે યુધિ-ષ્ઠિરને છોડે તેમ નહોતા.

'મહારાજ! તમે અત્યાર સુધી જે કર્યું તે કચરો વાળવાનું કામ હતું. હવે બાગ બનાવવાનું કામ કરો. છેક આ ઘડીએ જો તમે તમારું સ્થાન છોડશો તો તમે જણશો વિશ્વાસઘાત કર્યો કહેવાશે; ભયંકર દ્રોહ કર્યો કહેવાશે. રાજન્! તમે આ પહેલાં ઘણી વખત નગાગાડ બનાવી છે; આ વખતે હવે વજ્ર જેવું હૃદય કરી પૃથ્વીને ફરી શણ-ગારવાનું કામ શરૂ કરો. જો તમે એમ માનતા હો કે સંહાર થયો એ ભૂલ હતી તો હવે નવું સર્જન કરી સંહારના ડાઘા ધોઈ નાખો. ખરું પ્રાયશ્ચિત્ત પણ એ જ કહેવાશે. બાકી નિરાહાર મૌન રહી દેહ પાડશો તો જે પૃથ્વીને તમે તોડીવછોડી નાખી છે તેના પ્રત્યે તમારો ધર્મ ભૂલ્યા કહેવાશો.'

યુધિષ્ઠિરના અંતરમાં એક કિરણ વધારે પ્રવેશ્યું. જે મહાસંહાર થયો તે પોતાના મૌનથી અને દેહત્યાગથી વધારે ભયંકર બનશે એમ તેમને લાગ્યું. એમનું હૃદય કાંઈક ઉત્સાહ પામ્યું; નવા કર્તવ્યની દિશા સૂઝી. એટલે તે તરત આસન ઉપરથી બેઠા થયા અને રાજા ધૃતરાષ્ટ્રને પોતાની આગળ કરી હસ્તિનાપુર જવા નીકળ્યા.

મહારાજ યુધિષ્ઠિર હસ્તિનાપુર જવા નીકળ્યા ત્યારે બંદીજનો તેમની યશગાથા ગાવા લાગ્યા. બ્રાહ્મણોના વેદ-મંત્રોચ્ચારથી પૃથ્વી ગાજવા લાગી. ઘોડાઓના હણહણાટ, હાથીના ઘંટારવ, રથના અવાજ અને સ્ત્રીઓનાં માંગલિક ગીતો સંભળાવા લાગ્યાં. બરફ જેવા ધોળા સોળ સુંદર બળદ જોડેલા, મૃગચર્મ અને કામળીના પડદાવાળા રથમાં

યુધિષ્ઠિર બેઠા એટલે ભીમે રથની રાશ હાથમાં લીધી, અર્જુને ધોળું છત્ર માથે ધર્યું. નકુળ સહદેવે ચામરો લીધા અને ગાજતેવાજતે સવારી હસ્તિનાપુર તરફ ઉપડી.

યુધિષ્ઠિરની પાછળ યુયુત્સુ હતો. તેની પાછળ સુરજનાં સોનેરી કિરણોની સ્પર્ધા કરતો યદુનંદન શ્રીકૃષ્ણનો સુવર્ણરથ ચાલતો હતો. હાથી, રથ, પદાતિ અને પાલખીઓની ભીડ જામી હતી. થોડીવારમાં જ નગરજનોએ ધ્વજાપતાકાથી શણગારેલું, કૌરવોના ગગનચુંબી મહેલોથી શોભી રહેલું હસ્તીનાપુર નજરે પડ્યું. પણ આજે એ હસ્તિનાપુરનો શણગાર, ઘેરાકાળા રંગ ઉપર તારાની ભાત શોભે તેવો જ શોભતો હતો. આજે હસ્તિનાપુરમાં માણસોની એ છોળ, વીર પુરુષોની એ હાકલ, રણઘેલા યોદ્ધાઓ, માતંગસેના, રથીઓ, પદાતિઓ, કોઇ દેખાતા ન હતા. મૃત્યુ સમયે મનુષ્યના મોં પર છેલ્લું તેજ આવે એવો ખોટો ચળકાટ દેખાતો હતો. રાજમાર્ગ ઉપર ચંદન ને સુગંધી પદાર્થો છાંટયા હતા. ઘેરઘેર નગરજનોએ ચંપાની માળાનાં તોરણો લટકાવ્યાં હતાં. રાજમહેલ ફૂલગૂંથણીમાં ઢંકાઈ ગયો હતો. ઠેરઠેર જલથી ભરેલા કુંભ ઉપર શ્વેત પુષ્પસંજરી શોભી રહી હતી, સ્થળેસ્થળે વિજયનાં ગાન થતાં હતાં. કુરુકુલની સ્તુતિ થઇ રહી હતી. પરંતુ આ સઘળા ભભકામાં સોંસરવો પેસી ગએલો તીવ્ર શોક રાજા યુધિષ્ઠિરનું હૃદયમંથન હજી પણ કરી રહ્યો હતો. તેમને હજી લાગતું હતું કે આ રાજલક્ષ્મીમાં લોહીના છાંટા છે. એ ભોગવાશે નહિ, લાંબો વખત રહેશે પણ નહિ, અને છેવટે લોહીતરસ્યો

યુદ્ધધર્મ એમને ભરખી જશે. અને તેથી, આ સઘળા ઉત્સાહમાં એમને તો એક પ્રકારની ભયંકર શૂન્યતા જ લાગતી હતી. કૌરવોના સૂના પડેલા મહેલો જાણે એ શૂન્યતામાં વધારો કરતા હતા.

રાજમહેલમાં પ્રવેશ કરી, ઇષ્ટદેવનાં દર્શન કરી, જેવા રાજા યુધિષ્ઠિર બ્રાહ્મણોના આશીર્વાદ લેવાં બહાર આવ્યા કે તરત ગુરુ ધૌમ્યે બીજા બ્રાહ્મણોની સાથે પુણ્યાહવાચનનો આરંભ કર્યો, યુધિષ્ઠિર સ્થિર બનીને એ વાણી સાંભળી રહ્યા. એ વખતે જાણે બ્રાહ્મણોની મશ્કરી કરતું, રાજા યુધિષ્ઠિરની વિડંબના કરતું, કોઇનું અટ્ટહાસ્ય સંભળાયું: 'હા! હા! હા! કેવી મશ્કરી થાય છે!'

યુધિષ્ઠિરે પાછા ફરીને જોયું તો બ્રાહ્મણમંડપમાં ચાર્વાકને ઉભેલો જોયો. એનો દોષદર્શનનો એક જ ઘા મનુષ્યના હૃદયને વીંધી નાખે તેવો તીક્ષ્ણ અને ભયંકર હતો. તે મોટેથી, અવિનયથી હસતો હતો: 'હા! હા! હા! રાજન્, બ્રાહ્મણો તમને—ધર્માત્માને આશીર્વાદ આપે છે! ધર્માત્મા—જેણે ગુરુને ઠગ્યા, વડીલને હણ્યા, મોટા ભાઇને મરાવ્યો, પુત્રને હણાવ્યો . . . ધર્માત્મા!'

ચાર્વાકનાં વચન સાંભળતાં જ બ્રાહ્મણો મૌન બની ગયા. રાજા યુધિષ્ઠિરનું મોં લજ્જાથી પડી ગયું. તેમના અંતઃકરણમાંથી રાજ્યાભિષેકનો રહ્યોસહ્યો આનંદ પણ ઉડી ગયો. તે મોટેથી સૌ સાંભળે તેમ બોલી ઊઠયા: 'ધિક્કાર છે આ લોહીનીગળતી રાજલક્ષ્મીને!—આ લોહીતરસ્યા યુદ્ધધર્મને!'

ચાર્વાક તો તરત બળીને ભસ્મ થયો, પણ જાણે એની ભસ્મમાંથી પણ અગ્નિબિંદુના જેવા શબ્દોના પડઘા પડી રહ્યા હતા : 'આ લોહીતરસ્યા યુદ્ધધર્મનું પ્રાયશ્ચિત્ત કર્યા વિના તને શાંતિ નહિ મળે, શાંતિ નહિ મળે. હિમાલયની અતિ ભયંકર ઠંડીમાં તું એકલો અટુલો ભટકશે, દટાઇ જશે, તારું નામનિશાન નહિ રહે, ત્યારે, અને ત્યારે જ આ ભયંકર પાપની વેદનાથી તું છૂટો થશે !–જા, આ રાજલક્ષ્મી ભોગવી લે,–ભોગવી શકે તો.'

ચાર્વાક પડયો. પણ એના શબ્દો મહારાજ યુધિષ્ઠિરને સોંસરવા નીકળી ગયા હતા.

# સાધુ ઉપગુપ્ત

'મહારાજ! હવે આજ તો ચાલો, મારાં બાઇ તમારું નામ ઝંખી રહ્યાં છે!'

મથુરાની પ્રસિદ્ધ નર્તિકા વાસવદત્તાની દાસી, તથાગતના શિષ્યને પોતાની બાઇનો સંદેશો આપી રહી હતી. વાસવદત્તા અત્યંત રૂપાળી હતી. એના ઉપર આખું મથુરા મુગ્ધ હતું. શ્રીમંતો અને રાજાઓ તો મુગ્ધ હોય જ, કારણ કે એમની આળસુ જીંદગીને વખત વીતાડવાનો આ જ રસ્તો રહ્યો. પરંતુ સાધારણ જનતામાં પણ વાસવદત્તાના નામની જ સૌને ધૂન હતી. એ શહેરમાં નીકળે તો લોકોનાં ટોળેટોળાં જોવા મળે. દેશપરદેશથી પણ ખોટા શોખ ધરાવતા જુવાનો તેને ત્યાં ઉતરે. મથુરામાં તો સૌ એને ઓળખે પણ છેક દૂર દૂર સુધી એના નામની વાતો ચાલે.

તથાગતના શિષ્ય ઉપગુપ્તને જોઇને વાસવદત્તાને એની મોહિની લાગી. વાસવદત્તાએ અનેકનાં મન હર્યાં હતાં, આજે એનું મન ઉપગુપ્તે હર્યું.

એટલે જ એણે પોતાની દાસીને મોકલી ઉપગુપ્તને વારંવાર પોતાને ભવન બોલાવ્યો હતો.

પડેલાંનો પણ ઉદ્ધાર કરવો, અધમને પણ ઉચ્ચ ગણવું, તિરસ્કાર કોઇના પ્રત્યે હોય જ નહિ. એવી એવી વાતો જેમના અંતરમાં સિદ્ધાંતરુપે વસી ગઈ હતી, તે ઉપગુપ્ત આ વાત સાંભળીને મનમાં ને મનમાં હસ્યા. મોટેથી કહ્યું: ' બાઈ! હજી ઉપગુપ્તને વાસવદત્તાને ત્યાં આવવાનો સમય નથી થયો. એ પળ આવશે ત્યારે ઉપગુપ્ત એની મેળે જ હાજર થઇ જશે.'

દાસીએ વાસવદત્તાને સમાચાર આપ્યા.

નર્તિકાએ તો કૈંક શ્રીમંતો રાજાઓ ને સાધુઓ જોઇ નાખ્યા હતા. પણ આપણે આખી દુનિયા જોઇ કાઢીએ તો પણ સૌન્દર્યનો જેમ પાર આવતો નથી, તેમ માનવજાતિ નિહાળી લ્યો તો પણ તેનાં અણમોલાં છાનાં રત્નો ઘણી વખત ગણતરીએ ચઢતાં જ નથી. વાસવદત્તાએ ધાર્યું કે સંન્યાસી જરા મોંઘા થાય છે ને કાં પાસે દમડી નથી એટલે મુંજાય છે.

બીજે દિવસે ઉપગુપ્ત ભિક્ષા માગવા નીકળ્યા, ત્યાં પેલી દાસીએ રોકયા: ' મહારાજ! મારાં બાઇએ કહેવરાવ્યું છે કે મારે સોનામહોરો નથી જોઇતી. હું તો માત્ર તમારા પ્રેમની જ ભૂખી છું.'

એ જ મધુર સ્મિત ઉપગુપ્તના ચહેરા પર ફરકયું: ' બેટા! તારી બાઇને કહેજે ઉપગુપ્ત પણ પ્રેમનો જ ભૂખ્યો છે. સાચા પ્રેમની પળ પ્રગટ થયે એ એક ઘડીભર પણ તમારાથી જૂદો નહિ રહે.'

દાસી ચાલી ગઈ. સાધુ ખિન્ન હૃદયે એક ઘડીભર તેની પાછળ જોઇ રહ્યો; ' દુનિયામાં કેટલાં બધાં માણસો

બિચારાં પ્રેમ પ્રેમ ઝંખતાં હશે અને પ્રેમને કોઇ દિવસ ઓળખતાં પણ નહિ હોય!'

દાસી તો એમ બે ચાર દિવસ આવી. પણ ઉપગુપ્તનો હમેશાં કાંઇ ને કાંઇ સંદેશો લઇને પાછી ફરે.

એમ કરતાં કરતાં તો ચાર છ માસ વીતી ગયા.

વાસવદત્તા પણ સમજી ગઇ કે સંન્યાસી મને બનાવે છે.

સંદેશો દેવાતો લેવાતો બંધ થયો. વાસવદત્તા પોતાના કામકાજમાં પડી ગઈ. સંન્યાસી પોતાના કામમાં તલ્લિન થઇ ગયો. વાસવદત્તા તો ઉપગુપ્તને ભૂલી પણ ગઈ. એક સંન્યાસી હતો, રૂપાળો હતો, એટલું જ યાદ રહ્યું.

પણ કાંઈ ઉપગુપ્ત એને ભૂલે?—પ્રેમની પળ આવ્યે વાસવદત્તા પાસે જવાનો એનો સંકલ્પ કાયમ જ રહ્યો.

અને જે પળની ઉપગુપ્તે ઝંખના કરી હતી તે પળ આવી પહોંચી.

વાસવદત્તાને ત્યાં કોઇ જુવાનનું ખૂન થયું. પૈસાના લોભથી પ્રેરાઇને એ ખૂન થયું છે એમ રાજકર્મચારીઓને શંકા ગઈ. છાણાના ઢગલામાંથી જુવાનનું શબ મળી આવ્યું. વાસવદત્તા પર તહોમત સાબીત થયું. તેના હાથપગ ને નાકકાન કાપી તેને સ્મશાનમાં નાખી આવવાનો હૂકમ થયો.

પહેલાં તો વાસવદત્તાનું નામ સાંભળતાં લોકની મેદની જામતી. પણ તેમાંથી આજે કોઇ તેની પડખે ઉભું નથી.

સ્મશાનમાં તેના શરીરને ચુંથવા કાગડા, કુતરાં ને ગીધડાં ભેગાં થયાં છે. એક વિશ્વાસુ દાસી પાસે બેસીને માંખો ઉરાડે છે. કાગડાને હાંકે છે. કુતરાં હડકારે છે.

વાસવદત્તા પર મુગ્ધ રહેનારી મથુરાની જનતામાંથી કોઇ ફરકતું પણ નથી.

એ વખતે પેલી સૌમ્ય સંન્યાસી ઉપગુપ્તની મૂર્તિ છેટેથી આવતી દેખાઇ.

'બાઈ! પેલો સન્યાસી હવે આજે આવે છે!'

'અરર!–ઢાંકી દે મારા હાથપગ, નાકકાન ઢાંકી દે. મારી કુરુપતા એની નજરે ચડશે!'

સૌન્દર્યમાં જ પ્રેમ છે એમ માનનારી નર્તિકા ધડકતે દીલે ઉપગુપ્તનાં પગલાં સાંભળી રહી.

એ પગલાં ત્વરાથી એની તરફ જ આવી રહ્યાં હતાં. પોતાની કુરુપતા જોઇને ઉપગુપ્ત છાનો ધિક્કાર બતાવશે કે ઉપેક્ષા કરશે એ વિચારથી વાસવદત્તાનું દિલ ઉકળી રહ્યું હતું.

સંન્યાસી ઉપગુપ્ત પાસે આવ્યો.

'કેમ વાસવદત્તા?'

'મહારાજ! હવે આજે શું આવ્યા? જે વખતે મેં પ્રેમની ભીખ માગી હતી ત્યારે ન આવ્યા ને આજે આવ્યા?–આજે હવે મારું એ સૌન્દર્ય ક્યાં છે? હવે તમે શા સારુ આવ્યા?'

'ભૂલી ગઇ કે શું? વાસવદત્તા! મેં તને કહ્યું ન હતું કે સાચા પ્રેમની પળ પ્રગટ થયે હું એક ઘડીભર પણ તારાથી જુદો નહિ રહું. બાઇ! એ પ્રેમની પળ આજે આવી પહોંચી છે. હું તારા પ્રેમનો ભૂખ્યો છું!'

આટલું બોલીને ઉપગુપ્ત વાસવદત્તાની પાસે બેસી ગયો. તેના લોહીથી ખરડાયેલાં અંગોને પવન નાખવા લાગ્યો.

વાસવદત્તાની આંખમાંથી ખરખર આંસુ વહી રહ્યાં !

'સંન્યાસી મહારાજ ! હવે આ દેહને જાળવીને શું કરશો ?'

'બાઇ ! તારા સૌંદર્યથી ભરેલા શરીરનો મને મોહ ન હતો: આજે એ વિરુપ દેહની મને ઘૃણા નથી. તું જે હતી તેની તે છે. હું તને સાચો પ્રેમધર્મ–સમજાવીને ફેરવવા માગું છું. માતા ! તારું શરીર હવે જ જાળવવા જેવું બન્યું છે. હવે જ એમાં સાચો પ્રેમધર્મ પ્રગટ થવાનો છે !'

વૈભવની છોળમાં જે શાંતિની એક ઘડીભર પણ ઝાંખી નહિ થયેલી એવી સાચી પ્રેમધર્મની શાંતિ વાસવદત્તાના ચિત્તમાં ફેલાઇ ગઈ.

# સ ત્ય કા મ જા બા લ

સત્યકામ તૈયાર થઈને માની પાસે આવ્યો. નાની લંગોટી પહેરી છે, હાથમાં લાકડી લીધી છે, લાકડીને છેડે રસ્તામાં ખાવા માટે સાથવો બાંધી લીધો છે; આવીને માની સામે ઉભો રહ્યો.

'મા! હવે તમે આજ્ઞા આપો એટલે હું જાઉં. અધ્યયન પૂરું થાશે એટલે પાછો આવીશ.'

'હા, માડી! જા. ભણીગણીને પાછો વહેલો વહેલો ઘેર આવતો રહેજે. જો જે માડી, રસ્તામાં કોઇનો વિશ્વાસ કરીએ નહિ, અજાણ્યા સ્થળમાં રાતવાસો રહીએ નહિ, અને એક જ ધ્યાન રાખીએ.'

'હા મા!' પોતાના બે હાથથી પ્રણામ કરી સત્યકામે રજા લીધી.

'પણ એક પૂછવાનું રહી જાય છે મા!'

'શું?'

'મને ગુરુ પૂછશે તારું ગોત્ર કયું તો હું શું જવાબ આપું?'

એક ઘડીભર જબાલા સ્થિર થઈ ગઇ. વર્ષો પહેલાં પોતે ગાળેલું દાસીનું જીવન યાદ આવી ગયું.

'તો તું જવાબ વાળજે કે મારે ગોત્ર નથી. મારી મા જુવાનીમાં દાસી તરીકે ભટકી ભટકીને જીવન પૂરું કરતી, ત્યારે મારો જન્મ થયો. તું કહેજે કે હું તો જબાલાનો પુત્ર સત્યકામ જાબાલ છું.'

પ્રણામ કરીને સત્યકામ ચાલી નીકળ્યો.

સરસ્વતી નદીને તીરે ગૌતમ ઋષિના આશ્રમે પહોંચ્યો. આશ્રમમાં સઘળે રમણીય ઉપવન છવાઈ રહ્યું છે: કોઈ શિષ્ય સમિધ લાવે છે: કોઈ ગાયો લઈ જાય છે: કોઇ પાણી ભરી આવે છે: કોઇ બેઠા બેઠા વેદનો ધ્વનિ ગજાવી રહ્યા છે.

સત્યકામ ત્યાં આવ્યો.

ગૌતમ ઋષિ પર્ણકુટીમાં બેઠા બેઠા શિષ્યોને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી રહ્યા હતા. સત્યકામ ઋષિ પાસે ગયો, પ્રણામ કર્યાં અને એક તરફ ઉભો રહ્યો. એની મધુર આકૃતિએ શિષ્યગણમાં ભાત પાડી દીધી.

ઋષિએ તની સામે જોયું.

'વત્સ! ક્યાંથી આવ્યો ?'

'કુશ ક્ષેત્રમાંથી.'

'કુશ ક્ષેત્રમાંથી ?–ભલે આવ્યો, બેસ બેટા, આંહી નજીક આવ. કહે કેમ આવ્યો છે ?'

'ગુરુજી! મારે બ્રહ્મજ્ઞાન મેળવવું છે.'

'બ્રહ્મજ્ઞાન મેળવવું છે ?–પણ બ્રહ્મજ્ઞાન તો બ્રાહ્મણના પુત્રને જ ફળે. બોલ તારું ગોત્ર કયું ?'

'મારું ગોત્ર ?'....મારે ગોત્ર નથી, સત્યકામની જીભ થથરી: 'હું સત્યકામ જાબાલ, છું.'

'હી હી હી' કરતા શિષ્યો હસી પડયા. હજી આને ગોત્રનું નામ જ આવડતું નથી અને બ્રહ્મજ્ઞાન લેવા આવ્યો છે!

'લાગે છે કોઇ શૂદ્ર જેવો !' એક શિષ્યે ટીકા કરી.

'વાહ રે ! બ્રહ્મજ્ઞાની....' કોઇ બીજો મશ્કરી કરે છે.

'એ તો ભાઈ ! કુરુક્ષેત્રના ઋષિ છે' ત્રીજાએ પણ સુર પુરાવ્યો. પણ આ બધાં વાક્યો ગળી જઇને સત્યકામ જાબાલનો મધુર ચહેરો ગુરુની મુખમુદ્રા પર એક મીંટ માંડી રહ્યો હતો.

ગુરુએ આછું સ્મિત કરીને ફરી કહ્યું: 'પ્રિયદર્શન ! વત્સ ! તું કયા બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયો છે એ કહે તો હું તને બ્રહ્મજ્ઞાનનો અધિકારી ગણું.'

સત્યકામે જવાબ વાળ્યો:

'ગુરુદેવ ! મારી માએ કહ્યું કે તારા ગોત્રની મને ખબર નથી. હું જ્યારે જુવાનીમાં અનેક સ્થળે ભટકતી દાસી રૂપે ફરતી ત્યારે તારો જન્મ થયો છે. મારું નામ જબાલા છે. અને તું જબાલાનો પુત્ર સત્યકામ જાબાલ છે એટલું હું જાણું છું.'

શિષ્યો એક બીજાના કાન કરડવા લાગ્યા. છાની મશ્કરી થઇ રહી. ગુપ્ત વિરોધ દેખાડવા લાગ્યા. પણ ગૌતમ ઋષિ સજળ નેને સામે ઉભેલ મધુર બાળક તરફ જોઈ રહ્યા. હજારો શિષ્યો એમના હાથ નીચે આવ્યા અને ગયા. કોઈનામાં આ તેજ જોયું ન હતું. તેમણે પ્રેમ ભર્યા અવાજે સત્યકામને કહ્યું: 'વત્સ ! આંહી આવ, આંહી આવ, તું અર્ધું બ્રહ્મજ્ઞાન તો ઘેરથી શીખીને જ આવ્યો છે. આવી તારી નિર્ભયતા એ જ ખરા બ્રાહ્મણપણાની નિશાની છે. મારી પાસે આવ.'

ઋષિએ પોતાનો સ્નેહભર્યો હાથ સત્યકામના માથા પર ફેરવ્યો: 'વત્સ ! તું આંહી રહે. બ્રહ્મજ્ઞાનનો વારસો તારા જેવા માટે જ છે.'

કૃતવીર્યના પુત્ર કાર્તવીર્યને પૈસાની તંગી પડી. રાજાને તો હાલતાં ને ચાલતાં તંગી પડે, એટલે ચટ લઈને પ્રજાને કહેશે, તમારા ઉપર આ કર વધાર્યો છે; એટલે પૈસા જ પૈસા. પણ કાર્તવીર્યે નવી યુક્તિ કાઢી. એના પિતા કૃતવીર્યે મોટો યજ્ઞ કરી ભૃગુકુળના બ્રાહ્મણોને ખુબ ધન આપ્યું હતું. આ ધન બ્રાહ્મણો પાસેથી પાછું મેળવવા માટે રાજાએ બ્રાહ્મણોના આશ્રમો શોધ્યા.

ઘણા બ્રાહ્મણોએ તો રાજાના ભયંકર સૈનિકોને નિહાળીને ધન દીધું: 'લે ભાઈ! ધન લઇ જા, પણ અમને ઉગરવા દેજે.'

કેટલાક ધન લઇને ભાગી ગયા. કેટલાક જંગલમાં સંતાડી આવ્યા. કેટલાકે જમીન ખોદીને અંદર ધન મૂકી દીધું. કાર્તવીર્યને તો આ જોઇને બહુ ક્રોધ ચઢ્યો. રાજાને પૈસા જોઇએ ને આ બ્રાહ્મણો ન આપે તે કાંઇ ચાલે? અને પૈસા એના બાપે જ બ્રાહ્મણોને આપ્યા હતા તે કેમ ભૂલી ગયા?–કાર્તવીર્યે તો સૈનિકોને આજ્ઞા કરી કે આશ્રમો ખોદી નાખો. જે કાંઇ હાથ આવે તે ઉપાડી લ્યો. જેણે સંતાડ્યા હોય તેને પકડી પકડીને મારી પાસે લાવો.

પણ ગમે તે રીતે પૈસા ભેગા કરો. રાજાને પૈસાનો લોભ થાય એટલે પછી એ રાક્ષસ બની જાય છે. બિચારા ભૃગુકુળના બ્રાહ્મણો તો હેરાન હેરાન થઈ ગયા. પૈસા ગયા. આશ્રમો ખેદાન મેદાન બની ગયા. અને આખા કુલનું નિકંદન નીકળી ગયું. રાજાએ તો સૈનિકોને હુકમ કર્યો એટલે પછી સૈનિકો પાછું વાળીને જૂએ જ શેના? જે આવે તેને મારવા જ માંડયા. 'ભૃગુકુલનો છે?' 'હા,' બોલતાંની સાથે જ ધડથી માથું જુદું. પછી તો એ કુલનું કોઈ બાળક પણ બચી જાય નહિ એની રાજાએ બરાબર તપાસ કરવા માંડી. દરેક જૂલમીને ખબર હોય છે કે જો સંપૂર્ણ વિનાશ નહિ થાય તો નવી શક્તિ ગમે ત્યાંથી ઉગી નીકળશે. કાર્તવીર્યે પણ એ જ સમજથી ભૃગુકુલનો ઘાણ કાઢી નાખ્યો કે જેથી પોતે કરેલા જૂલમનો હિસાબ લેવા માટે કોઈ બાકી જ રહે નહિ. પણ અગ્નિ ભલેને આખું વન બાળી નાખે, બે વરસ પછી નવા નવા છોડ ઠેકઠેકાણે ઉગી નીકળે છે. ભૃગુકુલના વિનાશમાં પણ એમ જ થયું. કાર્તવીર્યનો હિસાબ ખોટો નીકળ્યો. ભૃગુકુલની સ્ત્રીઓ બીકની મારી હિમાલયમાં નાસી ગઈ તેમાં એક સ્ત્રીને પુત્રરત્નનો જન્મ થયો. પણ તે ગર્ભમાં હતો ત્યારથી જ સ્ત્રીઓનાં રુદન સાંભળેલાં; જૂલમની પરાકાષ્ઠા નીહાળેલા; બ્રાહ્મણોની પરાધીનતા જોએલી. મહાભયંકર અગ્નિ અંતરમાં ને અંતરમાં શમાવીને તે બહાર આવ્યો. સઘળા અગ્નિ શાંત થાય છે પણ જૂલમને લીધે, બાળક જન્મ્યું પણ ન હોય તે પહેલાં તેના અંતરમાં

પ્રગટેલો અગ્નિ શાંત થતો નથી. આ બાળક ઔર્વનો અંતરાગ્નિ પણ એવો જ પ્રબળ નીકળ્યો.

ઔર્વે તો મોટો થતાં જ કાર્તવીર્યનો હિસાબ લેવાનું કામ શરુ કર્યું.

ઔર્વનો અંતરાગ્નિ કાર્તવીર્યને હણી નાખવા પ્રેરાયો. કાર્તવીર્યના ક્ષત્રિયો એ તેજ જોઇને ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયા. જે કુળનું નિકંદન કાઢી નાખ્યું તેમાં પાછું આ તેજ ક્યાંથી આવ્યું એની કાર્તવીર્યને પણ સમજણ પડી નહિ.

પરંતુ વૈરનું વૈર લેવાથી દુનિયા ઉજ્જડ બની જાય, એવો વિચાર કરી ઔર્વના પિતૃઓ તેને મળવા આવ્યા.

આકાશમાં અધર રહ્યાં રહ્યાં એમણે મીઠી વાણીથી ઔર્વના હૃદયનું સાંત્વન કર્યું, 'ભાઈ! અમે જે સહન કર્યું તે તું ભૂલી જા. કાર્તવીર્યને શીખામણ મળી ચૂકી એટલે તેં સંઘરેલા અગ્નિનું કાર્ય પૂરું થયું. હવે તું વૈરનો ત્યાગ કરી દે!'

ઔર્વે ઉત્તર વાળ્યો: 'મેં જે અંતરાગ્નિ સંઘર્યો છે તેનો ત્યાગ હું શી રીતે કરું?—જન્મ પહેલાં મેં સ્ત્રીઓનાં રુદન સાંભળ્યાં, સૈનિકોના જૂલમ જોયા, હિમાલય જેવડું મોટું બંદીગૃહ જોયું, અને એ સઘળું મારા અંતરમાં છુપાઇ ગયું, અને નસેનસમાં, લોહીના બિંદુએ બિંદુમાં હાલતું ચાલતું થઈ ગયું, હવે એનો ત્યાગ કરું તો તો હું જ મરું. આ સંઘરેલો અંતરાગ્નિ જ મને જીવાડી રહ્યો છે!'

પિતૃઓ તો વિચારમાં પડ્યા. જૂલમી જૂલમ કરવા નીકળે છે ત્યારે એને ભાન રહેતું નથી કે એ જે નાશ કરી રહ્યો છે તેના કાળા પડછાયા કેટલાયના અંતરમાં ગુપચુપ બેસી જાય છે. અને એક દિવસ બમણી ઉગ્રતાથી હિસાબ માગવા અધીરા બની જાય છે. પિતૃઓ મુંઝાયા કે ઔર્વનો અંતરાગ્નિ જ એના જીવનને ટકાવી રહ્યો છે તો એનો ત્યાગ શી રીતે કરાવવો? એ અંતરાગ્નિ જીવનમાં રહી જાય તો દુનિયા ઉજ્જડ કરી મૂકે એવી વિનાશક શક્તિ એમાંથી પ્રગટ થાય; જો જીવનમાંથી ખરી જાય તો દુનિયા આખી આંગળી ચીંધે તો પણ ન બોલે એવી અશક્તિ એમાંથી નીકળે. હવે કરવું શું?—

'ત્યારે વત્સ! એ અગ્નિને તું અંતરમાં જ શમાવી દે!'

'એ પણ શી રીતે બને? જેના અંતરમાં અગ્નિ પ્રગટે છે, તેનામાં એક પ્રકારનું નવું સામર્થ્ય આવે છે. એ સામર્થ્યનો ઉપયોગ ન થાય તો એ એને જ હણી નાખે. હું અંતરાગ્નિના સામર્થ્યનો ઉપયોગ જાણું છું. હવે જો એને શમાવી દઉં તો એનાથી હું જ બળી જાઉં!'

'ત્યારે વત્સ! એક છેલ્લો ઉપાય અમને સુઝ્યો છે. તું બળે નહિ, દુનિયામાં અઘટિત વિનાશ થાય નહિ, અને છતાં હમેશને માટે દુનિયાની સમક્ષ એક અર્થભરેલો સંકેત રહી જાય એવી યુક્તિ છે'

'શી?'

'તું તારા અગ્નિને અપાર પાણીથી ભરેલા સમુદ્રમાં નાખી દે. સમુદ્રના અંતરમાં કોણ જાણે કેટલીયે ઠંડી હશે

બીજો જવાબ વાળે છે: 'એ તો ભાઈ! એની દાન-શીલતાને લીધે વિદ્વાનો આકર્ષાઇને આવ્યા છે.'

ત્રીજો બોલ્યો: 'અરે ભાઇ! આપણે રાજાના આશ્રિત છીએ. પણ જ્ઞાન કાંઈ આશ્રિત છે?–દુનિયા છે, શેર ને માથે સવાશેર તો હોય જ.'

ચોથાએ સુર પૂરાવ્યો: 'શેર માથે સવાશેર તો હોય જ, પણ હજી સુધી તો જાનશ્રુતિ રાજા અદ્વિતીય છે. એનો યશ દિગંતમાં ફેલાયો છે.'

પાંચમો કહે છે: 'હવે ભાઇ વાત જવા દો ને. પેલા પ્રસિદ્ધ રૈકવ ગાડાવાળાને આ રાજાની દાનશીલતા પણ ડગાવી શકે તેમ નથી. જેને કાંઈ જ સ્પૃહા નથી એને તમે શી રીતે ડગાવો? આપણા સૌનું જ્ઞાન ભેગું કરીએ એટલું એની એકની પાસે છે. પણ, એ તો ભાઇ! સમજવા જેવી વાત છે. રૈકવનું જ્ઞાન રાજાને કોઈ દિવસ મળે નહિ. રૈકવના પ્રમાણમાં તો જાનશ્રુતિ બિચારો અજ્ઞાન બચ્ચું કહેવાય! રાજા બધા વિદ્વાનોને આશ્રિત બનાવે તો પણ રૈકવની તોલે કોઇ ન આવે'

જાનશ્રુતિ રાજા સાંભળીને ચકિત થઈ ગયો. એક ભિખારો ગાડાવાળો રૈકવ, એની કીર્તિ આટલી બધી છે અને હું આવડો મોટો રાજા એનો તો હિસાબ જ મળે નહિ.

રાજાને તો બીજે દિવસે સવારમાં ઉઠતાં જ રૈકવના નામની ધૂન લાગી.

એણે તો પોતાના સારથિને બોલાવ્યો: 'સારથિ!

